[ પુષ્પ-વાટિકા ] શ્રી સરસ્વત્યૈ નમઃ [ પુષ્પઃ ૪૩

# રાવસાહેબ

: અથવા :

# મુંબઇનો મવાલી

[ એક એકાંકી હાસ્યરસિક નાટક ]

[ ઘણાજ સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ ]

પ્રયોજકઃ "પુષ્પ"



: પ્રકાશક :

**શ્રી નવજીવન પુસ્તકાલય**

ટાવર રોડ-પોલીસ લાઇન સ્હામે-સુરત

મૂલ્યઃ પાંચ આના

૧૫૯૨૨

# મુંબઈનો મવાલી

## પાત્ર — પરિચય

રઘાભાઈ .. ... ચમારગામ પાલેજનો ભોળો પટેલ

મી. ખીમજી ... ... પટેલનો અપ-ટુ-ડેટ નોકર

રાવસાહેબ ... ... મુંબઇનો મવાલી

કુમસીઆ—પારસી
અફલાતુન—મુસલમાન
દંડેખાં—પઠાણ
રૂપચંદ—મારવાડી
} આબરૂદારના દીકરાઓ !

રૂપાળી ... ... રઘાપટેલની રંગીલી ધણીઆણી

ભીખી ... ... મી. ખીમજીના કલ્યાગરાં મીસીસ

### ચેતવણી



શ્રી "મોઢેશ્વર" પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ-સુરતમાં મણીલાલ ભગવાનદાસે શ્રી નવજીવન પુસ્તકાલય-સુરતના માલીક માટે છાપી.

# બે બોલ

દેવી શારદાને ભાલે મ્હારે હાથે આ તેંતાળીસમો કુમકુમ-ચંદ્રક !

"ધી બલસાર રેલ્વે એમેચ્યુઅર્સ કલબ"ના અકાળે અવસાન પામેલા યુવાન બાહોશ ડાયરેક્ટર ભાઈ શ્રી. વાડીઆના કુટુંબને મદદ કરવા માટે "રક્ષા-બંધન" નામનો એક ત્રીઅંકી સામાજીક ખેલ મ્હેં ખાસ લખેલો, પરંતુ કેટલાંક વિપરિત સંજોગોને લઇને એ જનસમજ સમક્ષ રજુ થવા સદ્‌ભાગ્યશાળી ન નિવડયો.

આજકાલના ચારિત્ર્ય, કવિત્વ અને સ્વમાનહીન કવિઓની માફક નાટક કંપનીને આંગણે આડઅડીઆં ખાઇ પોતાની લેખીનીમાં રહેલું દૈવત દર્શાવવાનો મિથ્યા આડંબર અને પ્રયાસ કરવાની મ્હને મૂળથી જ આદત ન હોવાને લઇને મ્હેં એમાંની આ ૭ પ્રવેશની કોમીકની વસ્તુને પુસ્તકાકારમાં પ્રકટ કરી નાખવાનું યોગ્ય ધાર્યું છે. કદમાં અને કીંમતમાં પોષાય, એ ઉદ્દેશ લક્ષમાં રાખી એ ત્રીઅંકી ખેલની બાકી રહેલી સામાજીક વસ્તુ હવે પછી અલગ પુસ્તકાકારમાં પ્રસિદ્ધ થશે.

સાહિત્યની દ્રષ્ટિએ મ્હારા "અમેરીકન ડોકટર" અને "અપ-ટુ-ડેટ સેમ્પલ્સ"ની માફક આમાં એવું કશુંજ નથી, કારણ એ બંને નાટકો ખાસ શાળાઓ અને સમાજોમાં ઉત્સવો માટે જ લખવામાં આવ્યા હતા, જ્યારે આ "જેન્ટલમેન લોફર" અને "બેરીસ્ટરની બૈરી" એ ત્રણ નાટકો ખાસ કરીને રંગભૂમિને ન્યાય આપવાની દ્રષ્ટિએ યોજાયલા હોવાથી એમાં સ્ત્રી પાત્રો ઉમેરાયાં છે. આઠ માસમાં બ્હાર પડતી મ્હારી આ કૃતિની બીજી આવૃત્તિમાં ઘણાજ ઘટીત સુધારાવધારા આ વેળા કરવામાં આવ્યા છે.

કોઇને કદાચ આમાં પોશાક બદલવા જેટલા સમયનો અભાવ જણાય, તો તેમણે એ મૂળ નાટકનો કોમીક છે, એટલે વચ્ચે ટ્રેઝીકના સીનનો ગાળો હોય, એ ધ્યાનમાં રાખી વચ્ચે વચ્ચે એકાદ ગાયન અગર અન્ય કોઈ ટુંકો સંવાદ યોજી લેવો.

વાડીફળીઆ પગથીઆશેરી } વિનીત "પુષ્પ"

સુરત. તા. ૧-૭-૩૧. } ગમનલાલ હીરાલાલ બદામી.

# તમને શાનો શોખ છે?

—: ટુંકી વાર્તાનો કે કવિતાનો? :—

—: એકાંકી નાટકનો કે રમુજી ટુચકાનો? :—

—: ઐતિહાસિક વિષયનો કે સામાજીક વિષયનો? :—

—: કેળવણીની ચર્ચાનો કે હુન્નર ઉદ્યોગની માહીતીનો? :—

* તમારા હરકોઇ અરમાન હાંસલ કરવાને માટે *

આજેજ—અત્યારેજ—અવશ્ય

# કમર

માસિકના તમે ગ્રાહક થઇ જાવ

—: એને ગુજરાતના સર્વોત્તમ ઉગતા લેખકોનો સહકાર છે :—

—: એને જાણીતા વર્તમાન પત્રોએ મુક્ત કંઠે વખાણ્યું છે :—

—: એમાં હરએક હુન્નર ઉદ્યોગને લગતી હારમાળા ખાસ લખાય છે :—

—: એ છેલ્લામાં છેલ્લી અપ-ટુ-ડેટ ઢબથી નિયમિત બહાર પડે છે :—

ઉપરાંત તમારા ધંધાની જાહેરાત માટે એ એક સુંદર સાધન છે.

વાર્ષિક લવાજમ: ૨—૦—૦ (હિંદમાં)

પરદેશ માટે ચાર શીલીંગ

છુટક નકલ ત્રણ આના.

(નમૂનાનો અંક બે આનાની ટીકીટ બીડી મંગાવો.)

અધિપતિ:—"કમર"—"કમર" માસિક કાર્યાલય

સોદાગરવાડા—સુરત

# રાવસાહેબ

પ્રવેશ: ૧ સ્થળ: પટેલનું ઘર

[ પાત્રો--રઘો–ખીમજી-રૂપાળી–ભીખો ]

( રઘા પટેલ હોકો તાણતા પ્રવેશે છે )

વિક્રમ–ચરિતથી સ્ત્રી–ચરિત મ્હોટું અને પ્રખ્યાત છે,
આ ભાયડાં કરતાં બાયડી ચડે...ઈ **વચારવાની વાત સે.**

લોકો કહે છે, અને સેવક સાંભળે છે, તેમ સુરજ રોજ પૂર્વ દિશામાં ઉગે છે, કોઇ દિવસ પશ્ચિમમાં ઉગતો જ નથી. પરંતુ મ્હારા મહેરબાન ખાનદાન કદરદાન (સોનાદાન–રૂપાદાન) શ્રીમાન શેઠીઆઓ, ઘણીજ અફસોસની વાત છે, ઘણીજ ઘણી જ દીલગીરીની વાત છે, કે સેવકને ઘેર સુરજ દરરોજ પશ્ચિમમાં જ ઉગે છે.

બંદાનું નામ છે રઘાભાઇ ભુરાભાઇ પટેલ ! જમીન આશરે સત્તર પંચા પંચાણું અને બે મૂકી દઇએ છૂટના, તો સોમાં બે બાકી. એટલે લગભગ સાડા નવ્વાણું વીંઘાં હશે. નામદાર સરકાર તરફથી છેલ્લી લડાઇના વિજયની ખુશાલીમાં જેમ તમામ આબરૂદારના સફરજંદોને રાવબહાદુર ખાનબહાદુર અને જે. પી. ના ખિતાબ બક્ષીસ મળ્યા, તેમ આય સેવકને પણ બારડોલી સત્યાગ્રહમાં સરદાર

વલ્લભભાઇની સરદારી નીચે સહુને મોખરે ભાગ લેવાની બહાદુરી બતાવવા બદલ ત્રણ અક્ષરનો જંગી ઓધ્ધો મળ્યો છે, અને તે પ...ટે...લ. મ્હારા બાપા તો નથી થયા, પણ આ એનો ડાહ્યો દીકરો તો આજ પટેલાઇ ભોગવે છે, પટેલાઈ. છૈયાં-છોકરાં આપવાને માટે મ્હેં એક વાર હીઝ હાઇનેસ મી. ભગવાનદાસના વાઇસરોય હીઝ એક્સેલેન્સી મી. બ્રહ્માનંદને અરજી કીધેલી, પણ એમના પ્રાઇવેટ સેક્રેટરીએ ચોકખો જવાબ દઇ દીધેલો, કે તમારી અરજી ઉપર વિચાર કરીશું. આગળ ઉપર દેખા જાયગા.

બીજી બાજુ પટલાણી ઘરમાં ખાસ્સાં કાઠિયાવાડનાં પાણીદાર ઘોડી જેવા છે. એમનું મધ જેવું મીઠું અને સાકરના ટુકડા જેવું ગળ્યું નામ છે રૂપાળીબા ! રૂપમાં સાક્ષાત્ રતિ (કામદેવની સ્ત્રી) પણ ગુણમાં ગોળમટોળ મીંડું. બોલવામાં દાદાભાઈ નવરોજજી અને મ્હારી સ્હામે સત્યાગ્રહ કરવો હોય, તો બારડોલીના બીજા વલ્લભભાઇ પટેલ જ જોઇ લેવા. બાકી રાસડા ગાવામાં ઉસ્તાદ, પ્હેરવા-ઓઢવામાં અને ખાવા-પિવામાં પહેલો નંબર, અને કામ કરવામાં હાડકાં એકદમ આખાં. આ સેવક એ શ્રીમતી મીંડડીબાઇ સમક્ષ ઉંદરની માફક દીલાં-ઢચ. એ મીંઆઉં કરે ને મ્હારી કાછડી નીકળી જાય. લ્યો જુઓ, તમને મ્હારી વાત ઉપર વિશ્વાસ નહિ આવતો હોય, તો આ સ્હામેથી અંદરથી અમારાં એજ ઘુંઘટાવાળા ઘરવાળા ઠકરાળા ચાલ્યા આવે છે.

એ દી કહે તો દી અને એ રાત કહે તો રાત સે,<br>
એ તમારે યે મહેરબાનો...ઇ **વચારવાની વાત સે**

[ ઘુંઘટવાળા પટલાણી રૂપાળીબા પ્રવેશે છે. ]

રૂપાળી— ગાયન-૧

બળ્યું ધુંધવટામાં ગુંગળાઇ મરીએ...
ઓ બ્હેનડી! ધુંધવટામાં ગુંગળાઈ મરીએ-
મુઆ ગામના લોકોથી અમે ડરીએ...
ઓ બ્હેનડી! ધુંધવટામાં ગુંગળાઇ મરીએ.

હસીએ જરા જોરથી તો...નફ્ફટ એ બોલતા,
સાથે સાથે બેસીએ તો...ન્યાતમાં વગોવતા.
બાકી તો મોટરમાં ફરીએ...ઓ બ્હેનડી.

સારૂં જરા પહેરીએ તો...આંખોમાં ખૂંચીએ,
મોઢું મચકોડે અલી...વાત જરા પૂછીએ.
(પછી) આપણે તે બ્હેન કેમ કરીએ...ઓ બ્હેનડી.

જીભ બળી લોકોની...જીતી જીતાય ના,
બાકી તો અંતરમાં...એવું એવું થાય હા.
હાથમાં તે હાથ લઇને ફરીએ...ઓ બ્હેનડી.

---

રૂ–અરે ભીખી...ઓ ભીખી...

**ભી**–એ...આવી બા...(હાથમાં કાગળ સાથે ભીખી પ્રવેશે છે.)

રૂ–કાને બ્હેરી છે? સાંભળતી નથી? અંદર શું કરતી હતી?
(ટપલો મારે છે.)

**ભી**-કાકી, આજે લાંબે વખતે એમનો મુંબઇથી કાગળ આવ્યો છે, તે જરા વાંચતી હતી.

રૂ–હૅં...એમ છે? વારૂ, ત્હારા **એ** શું લખે છે?

ભી–આજે આવવાના છે, અને મ્હને પણ સાથે તેડી જવાના છે. મ્હારે માટે નવાં–નવાં કપડાં ને ઘરેણાં લાવવાના છે. કાકી, હું તો એમની સાથે હવે મુંબઇ જ જઇશ. કાકી, તમે પણ થોડા દિવસ કાકાને સમજાવીને ચાલોને !

રૂ–મ્હારો પણ એવોજ વિચાર છે, પણ ત્હારા કાકા સમજતા નથી, તેનું કેમ ?

ભી–તેનો રસ્તો હું તમને બતાવું. એની કંઇ કીંમત નથી. કેવળ એક વાર આ રામબાણ માત્રાનો ઉપયોગ કરી ખાત્રી કરો. જુઓ સાંભળો

રૂ–સંભળાવ, જોઉં.

ર–(સ્વ) સાંભળજો મારા સાહેબો, આ આજકાલની બાયડીઓ આપણી સ્હામે મેદાને જંગ ખેલવા કમર કસે છે.

ભીખી— ગાયન–૨

શીખો પહેલો આ પાઠ...આ છે શીખવાની વાત,
કાકી કાકાની સાથ બસ બોલવું નહિ. (અસહકાર)
બસ આજથી તમારે હવે બોલવું નહિ.

( નહિ બોલું ? )

ધાંટા પાડે ચીઢવાય...હાથ જોડે પડે પાય,
ભલે ફાવે તે થાય...તોય બોલવું નહિ...

મારૂં માનો તો કાકી બસ બોલવું નહિ,
હાંરે...બોલવું નહિ...બસ...બોલવું નહિ...
કરે લાખો ઉપાય...તોય બોલવું નહિ,

માથુ દુઃખે ઢોંગ કરીને...ઉકળવાની લ્યો બાધા,
એજ દિવસમાં જે કહેશો તે...કહેશે હા-જી-હા.
(એમ ?...ત્યારે વળી કેમ ?...વારૂ પછી ?)
નહિ કરવાં ઘરકામ...છોડો સાસરાનું નામ,
કરો મહીઅર મુકામ...અહીં રાંધવું નહિ.
કાકી આજે તમારે હવે રાંધવું નહિ...

(બંને વાત કરે છે.)

[પાછી ફરવા માંડે છે, ત્યાં રઘો બૂમ મારે છે.]

૨-એ......ઠકરાળાં...

૩-શું છે? શાના બૂમ મારો છો?

૨-(સ્વગત) જોઇ લ્યો મહેરબાનો, જોયો એનો તાપ! છે જીરવાય એવો?

હું હું મૂછાળો મર્દ ને ઈ બાયડીની જાત સે,
પણ હાથ જોડું બાપલા ઈ **વચારવાની વાત સે.**

(પ્રકટ-ડરતો ડરતો) ઠકરાળાં, જાણે કે હું...તમને...તમને... એમ કહેતો હતો...કે...

૩-(રૂઆબથી) શું કહેતા હતા? તમારા બાપનું કપાળ...

૨-પણ તમે આમ જરા જરામાં ધાણીના ફુદડાની માફક તડતડાટ શાના કરી મૂકો છો?

૩-શું? શું બોલ્યા? ફરી બોલો જોઉં... (કાન પકડે છે)

૨-એ...એ...એ હું મ્હારા બોલેલા બોલ ઘણી જ...ઘણી જ દીલગીરી સાથે પાછા ખેંચી લઉં છું, દેવી જગદંબા..હાથ જોડું છું...પગે પડું છું...ફાળીયું ઉતારૂં છું, માફ માગું છું.

[પાઘડું ઉતારી પગે પડે છે.]

રૂ–કેમ બરાબર છેને ?

**ભી**–હજી જરા વધારે ચાંપ ચઢાવો. ( રૂપાળીના કાનમાં )

રૂ–મ્હેં તમને એક વાર, બે વાર, પાંચ વાર, પચીસ વાર, કેટલી વાર કહ્યું, કે મ્હને તમારૂં આ ઘરડા ઘુવડ જેવું ડાચું બીલ્કુલ ગમતું નથી...તો પણ...જ્યાં ને ત્યાં મ્હારી પાછળના પાછળ જ...

ર–(સ્વગત) હોય ભાઇ, એમની એવી જ ઇચ્છા હોય, તો પછી હું પણ એમનો પ્રેમ સંપાદન કરવા ગણપતિ દાદાની માફક આ માથું ઉડાવી દઇને કોઈ બીજું અપ–ટુ–ડેટ ઈંગ્લીશ સ્ટાઇલનું ચોઢાવી દઉં. કેમ...પછી કંઇ છે ?

રૂ–હું તમને કહી કહીને થાકી, કે મુંબઇ ચાલો. મ્હને આ ગામડામાં રહેવું, આમ ધુંધટામાં ગુંગળાઈ મરવું, અને આવું ગદ્ધાવૈતરૂં કરવું જરા પણ ગમતું નથી, પણ તમે સાંભળો છો જ ક્યાં ?

ર–(સ્વગત) કેમ જાણે એના બાપને ત્યાં મહેલ–બગીચાના બાદશાહી વૈભવમાં રાણી સરકાર નહિ ઉછર્યાં હોય, તે આ ગામડાનું સાદું જીવન ગાળી એમને જાત–મહેનત કરવી બીલ્કુલ ગમતી નથી. આ પેલા હરામખોર **ખીમલાએ** મુંબઇથી કાગળ લખી લખીને એનાં ભેજાંની કમાન છેક જ છટકાવી દીધી છે. ભાઇઓ, આ પાણીદાર ઘોડીને અહીંયા ગામડામાં ધુંધટામાં રાખીને પટલઇ કરૂં છું, તોય સચવાતી નથી, ને રોજ થનગન થનગન નાચ નાચે છે; તો મ્હારૂં બેટું મુંબઇ લઇ જાઉં, તો હું નું હું ( શું નું શું ) કરી નાખે... (પ્રકટ) લે ચાલ...આપણો ભત્રીજો **ખીમો** મુંબઇથી આજ પાછો ફરે, એટલે એને પૂછીને નક્કી કરશું ને એને સંગાથે લઇને એની હારે હારે (સાથે સાથે) હેંડ્યા જઇશું...હોં...

**ભી**–કાકા, એઓ આજેજ આવે છે. જુઓ, આ એમનો આજની ટપાલમાં કાગળ આવ્યો.

**ર**–( કાગળ લેતા ) મ્હારા બેટા, આજકાલના જુવાનીઆ બૈરાં ઉપર ખાનગી કાગળ લખતા પણ થઇ ગયા! અરે ભગવાન, આ હડહડતો કળીયુગ આવ્યો!

[ કાગળ વાંચે છે, ત્યાં અપ-ટુ-ડેટ જાંગલા ડ્રેસમાં મી. ખીમજીભાઈ મુંબઇથી આવી પહોંચે છે. ]

**ખી**–( હાથમાંની બેગ નીચે મૂકી લાકડી ફેરવતો ફેરવતો ) આવી પહોંચ્યો છે. કાકા, આ તમારો ભત્રીજો મી. **ખીમજીભાઈ** બોમ્બેથી પંજાબમેલમાં આજ બે વરસે આપની મુલાકાતે પાછો આવી પહોંચ્યો છે.

મુંબઇ અહા મુંબઇ મજા' મુંબઇની બસ પ્રખ્યાત છે,
કાકા! મુંબઇ એટલે શું? **એ પણ સમજવાની વાત છે.**

[ કાકા-કાકી બંનેના વારાફરતી હાથ પકડી શેઈકહેન્ડ કરે છે. ]

ઓહ્ વેરી મેની થેન્કસ...વેરી મેની થેન્કસ...માઇ ડીયર અંકલ એન્ડ માઇ મોસ્ટ લવેબલ આન્ટ હીઅર સેન્ડીંગ મી બોમ્બે...

**ર**–(સાશ્ચર્ય) એ...એ...એઇ...આ શી ધાંધલ? આ ત્હારી કાકીનો હાથ શાનો પકડી મરે છે? અને આ ત્હારાં કપડા કેવાં...અને આ માથે ટોપશો શાનો? આ પગમાં ખાંસડાં સાથે તું અંદર ધસી આવ્યો...અહ્યા!

**ખી**–( હસતો હસતો ) હા...હા...હા...હા...કાકા, આ તમે જે જુઓ છો, એનું જ નામ મુંબઇ. એજ મુંબઇની મોજ...અને એજ મુંબઇનાં હવાપાણી. આને ત્યાંના લોકો એક સુધરેલો એટીકેટ કહે છે.

ર–એમ !

**ખી**–ત્યારે શું ? મ્હારૂં ગરીબનું કહેલું માનો તો કાકા, તમે પણ એક વાર કાકીને લઇને મ્હારી સાથે મુંબઇ ચાલો. હું પણ મ્હારી આ **ભી**ખીને આ વખતે ખાસ લઇ જવાનો વિચાર રાખું છું. કેમ ડીઅર, આવીશને ?

**ભી**–હા, પણ પહેલાં તમે મને બતાવો તો ખરા, કે તમે મુંબઇથી મારે માટે શું શું લાવ્યા છો ?

**ખી**–એ બધું તને પછીથી બતાવીશ. હાલ તો મને કાકા કાકીનો વિચાર જાણી લેવા દે, એટલે સમજ પડે. કાં, કાકી શો વિચાર ?

**રૂ**–હું તો તૈયાર છું. ખીમા, લ્યો ચાલો.

**ભી**–હા...ચાલો...ચાલો...

ર–(સ્વગત) હા ચાલો...લે છે કંઇ ત્હને વાર...તું તો તૈયાર થઇ ગઈ. ત્હને શું છે ? (પ્રકટ) પણ ખીમા, તેં મુંબઇ જઇને જોયું શું શું ? તે તો કંઇ કહે...

**ખી**–ઓ યસ...જુઓ સાંભળો:—

ખીમજી— ગાયન–૩ (કોરસ)

મુંબઈ અહાહા મુંબઈ...મુંબઇની મીઠ્ઠી મોજ,
એ તાજમહેલની હોટલ...એ ગોખલેની લોજ.
મોટર ને ટ્રામ દોડે...થોભે છે થોડે થોડે,
કોઈ જાય ગાડી ઘોડે...રૂઆબબંધ આમ...મુંબઇ.

[ રૂઆબથી ચાલી બતાવે છે ]

વીજળીના દીવા ઝમકે...સોના ને ચાંદી ચમકે,
વેપાર ખૂબ ધમકે...બસ કામ...કામ...કામ...મુંબઇ.

સટ્ટા બજાર ત્યાં છે...મેદાન રેસના છે,
બસ માન ડ્રેસના છે...ફેશનનો દોર દમામ...મુંબઇ.
આ હાથે-હાથ આલી...ચોપાટી જાય ચાલી,
પછી થાય વ્હાલા-વ્હાલી...પબ્લીકમાં તમામ...મુંબઇ.

---

**ખી**-કેમ કાકા, હજુ સાંભળવું છે, કે બસ ?

**૨**-અરે જાણે એવું થાય છે, કે આખો દિવસ ત્હારી પાસે બેસીને સાંભળ્યા જ કરૂં.

**૩**-તેના કરતા આપણે ત્યાંજ જઇએ તો કેમ ? કેમ ખરૂંને **ખી**મા ? ત્હારી શી સલાહ છે ?

**ખી**-મ્હારી ! હું શા વખાણ કરૂં ? મુંબઇ તે બસ મુંબઇ... અરે કોઈ ચીજ છે, ચીજ...કાકા, બાકી હા...એટલું ખરૂં કે બાયડીવાળાં આદમીને ત્યાં જરા ધાસ્તી જેવું ખરૂં.

**૩**-તે તું ત્હારી વહુને નથી તેડી જવાનો ?

**ખી**-( સ્વગત ) કાકીને ક્યાં ખબર છે, કે મ્હારી બાયડી તો મ્હને પૂછ્યા સિવાય પાણી પણ પીએ એવી નથી, અને અહીં તમે તો કાકાને વેચીને આખા ને આખા ચણા ખાઇ જાવ એવા છો...

**૩**-કેમ બોલતો નથી, અલ્યા, તું **ભી**ખીને નથી તેડી જવાનો ?

**ખી**-અરે એ શું બોલ્યા ? કાકી, સેવક ખાસ મીસીસને તેડી જવા માટે તો અહીં પધાર્યાં છે. પણ મ્હારા કાકાને તો જરા વિચારવા જેવું ખરૂં જ તો...

**૨**-એમ કેમ અલ્યા, મારે વચારવા જેવું કેમ ?

**ખી**-કારણ કે એક તો તમારી ગેરહાજરીમાં અહીં પટેલાઇ સંભાળનાર કોઇ નહિ રહ્યું, બીજું તમારો જીવ જરા મખ્ખીચૂસ છે,

અને ત્યાં તો પૈસાની રેલમછેલ જોઇશું. ત્રીજું તમારામાં કંઇ મીઠું (પુરૂષત્વ) બળ્યું નથી.

**ર**–(ડંડો ઉપાડી) હેં...એ શું બોલ્યો ? કોઇ ઉંચી આંખ કરે, તો માથું ફોડી નાખું. એમ કંઇ અવસ્થા થવા આવી એટલે ચૂડલીઓ નથી પહેરી. દીકરા, દશશેરના ઘી ખાધાં છે. હા...

**ખી**–તમારી વાત ખરી, પણ ત્યાં મકાનના ભાડાં પણ લાંબા પહોળાં છે.

**રૂ**–તે બધુંય ભરશું, પછી શો વાંધો છે ?

**ખી**–(કાનમાં) બીજી વાત જાણે એમ છે, કે ત્યાં મવાલીઓની મહેરબાની જરા વધારે પડતી છે. અને તેમાંય મ્હારા કાકી જેવાં રૂપાળાં બૈરાં ઉપર તો ખાસ કરીને...

**ર**–(દાઢી પસવારતો) એમ છે...

**ખી**–હા, અને વળી મુંબઇના હવાપાણી જેને સદે એને જ સદે. જો ભૂલેચૂકે મ્હારા કાકીને એ પાણી સદી ગયા, તો પછી તમારા બાર વાગ્યા સમજી લેવા...

**રૂ**–(ડોળાં કાઢી) કેમરે મુઆ, ફાટયો કે ?

**ખી**–આપણે શું ? આપણે તો ખરી વાત કહીએ બા...

આ અમે ભાયડે ભાયડા જઇએ એ વાંધા વિનાની વાત છે. પણ બાયડી લઇને જવું કે કેમ ? એ **વિચારવાની વાત છે.** શું સમજ્યા ?

**ર**–એમ !

**ખી**–ત્યારે વળી કેમ ?

ગલીકુંચીમાં ભૂલા પડે તો શોધવા મુશ્કેલ છે,
આ મુંબઇની મોજ કરવા જવું એ નહિ ખાવાના ખેલ છે.
છે જેટલો આનંદ એમાં તેટલો આધાન છે,
શું સમજ્યા કાકા? આ પણ **સમજવાની વાત છે.**

ર–એવું હોય તો માંડી વાળો બા...

**ની**–જેવો આપનો વિચાર, છતાં સેવક તો જાણે સજોડે જવાના તે જવાના જ.

ર–ભલે, એ મુંબઇના મવાલી સુધરે, એટલે તું લખજે. પછી વિચાર કરશું.

રૂ–અરે વિચાર શાનો કરે? આ કાલને કાલ મુંબઇ જવાનું નક્કી ન કરો, તો અહીં રહે છેજ કોણ? હું તો આ ચાલી મ્હારા બાપને ત્યાં...

ર–અરે...હાં...હાં...હાં (અટકાવીને) મ્હારા ડકરાળાં! આમ રીસાઇ શું જાવ છો?

રૂ–તો બોલો, જવું છે કે નહિ?

ર–જઇશું, જઇશું, લે બસ. **ખીમા,** તૈયારી કરો. આપણે મુંબઇ જવાના, બસ હવે રાજી?

(ચાલવા માંડે છે, ત્યાં ખીમો અટકાવે છે)

ખી–પણ સબુર!

ર–એ વળી શું છે? કેમ પાછો વચારમાં પડી ગયો?

ખી–હજુ લાઇન કલીઅર નથી; સીગનલ પડવાની વાર છે.

ર–એટલે તું કહેવા શું માગે છે? એ વળી કલીંગર ને સીન્ગલ શાના?

**ખી**–બાબત જાણે એમ છે, કે મુંબઇ જતાં પહેલાં તમારે અને મ્હારી કાકીએ આ ગામડીઆ પોશાકને પાણીચું પકડાવી દઈ મ્હારા જેવા અપ–ટુ–ડેટ ડ્રેસીસ પહેરવા પડશે. ભાષા એટીકેટ મેનર્સ અને પોઝીશનમાં મ્હારા હાથ નીચે તાલીમ લઇ ભયંકર ફેરફાર કરવા પડશે.

**૨**–પણ એ બધું અમને નથી આવડતું, તેનું કેમ ?

**ખી**–આય સેવક આપને એ તમામની પ્રેક્ટીસ આપશે.

**૨**–અને આ ત્હારી કાકીને ?

**ખી**–એવણને માટેની પણ સોધી એરેંજમેંટ મ્હારા વાઈફ લેડી **ભી**ખાવંતી પોતે કરી લેશે. તમે બિલકુલ બેફિકર રહેજો. ફક્ત હાલમાં કામચલાઉ રૂપીઆ પચાસ કળદાર ગણી દયો, અને હું તમામ કપડાંલત્તાની ગોઠવણ કરાવી દઉં છું.

**૨**–પચાસ રૂપીઆ ! ! !

**૩**–તેમાં શું થઇ ગયું ? મુંબઇ કંઇ અમસ્તુ જવાય કે ?

**ખી**–કાકા, આ તો હજુ પાશેરામાં પહેલી પુણી છે. આમ શરૂઆતથી જ કરકસર કરશો, તો સંઘ કાશીએ કેમ પહોંચશે ?

**૩**–(નોટ આપતાં) ના...ના...લે આ પચાસની નોટ...બોલ, હવે અમારે શું કરવાનું ?

**ખી**–જુઓ, તમારે જે જે લેસન ગોખીને રેડી કરવાનું છે, તે હું બોલી જાઉં છું. બરાબર ધ્યાન રાખીને સાંભળી લ્યો.

આ સભ્યતા શીખ્યા વિના ત્યાં જવામાં ઉત્પાત છે,
ત્યાં ઑ પડે પોશાકનો એ **સમજવાની વાત છે.**

ખીમજી:— **ગાયન–૪**

પ્રથમ તો પાટલૂન પહેરો (૨)
ધોતર હેમ તજી દયો એને ...ડગલો નાખો દુર,
અપ–ટુ–ડેટ કોઈ કોટ કરાવો...ફેશનથી ભરપૂર...
બનાવો વિલાયતી ચહેરો...પ્રથમ

દેશી ખાંસડા દૂર ફેંકી દયો...અમેરીકન લ્યો બુટ,
કોલર ટાઇ પીન વસાવો...ઇંગ્લીશ બસ સૂટ...
હેટ પણ વિલાયતી પહેરો...પ્રથમ

{ રૂપા—અને અમારે માટે ખીમા ?
{ ખીમો—તમારે અને મીસીસ ખીમજી માટે...

સાડી પોલકા ચણીઆ ચોળી...છોડી ફ્રોક વસાવ,
ઇંગ્લીશ ઢબના ડ્રેસ પ્હેરીને...ચશ્મા નાકે ચઢાવ.
બની જા વિલાયતી મડ્ડમ...

કાઢ બંગડી...ભૂંસ ચાંદલો...કરે બાંધ ઘડીઆળ,
અંબોડા શોભે નહિ.. સુધરેલા કતરાવો વાળ.
બની જા તુંયે ઇંગ્લીશ મેમ...

અંગ્રેજી લેડી ફેશનના...ઉંચી એડીના બુટ,
મોજાં માથે હેટ બ્યુટીફુલ મુખમાં રાખ ચીરૂટ,
હાથમાં નાજુક અંબ્રેલા...

[ પડદો પડે છે. બધા જાય છે. ]

**પ્રવેશ: ૨**	**સ્થળ: ગોલપીઠાની એક ગલી**

[ પાત્રો:-**રાવસાહેબ-રૂપાળી** ]

[ દારૂનો બાટલો ગટગટાવતો મુંબઈનો **મવાલી રાવસાહેબ** પીઠામાંથી ચાલ્યો આવે છે. ]

**રાવસાહેબ:-**	**ગાયન-૫ કોરસ**

બસ દારૂ દારૂ દારૂ...દુનિયામાં એક દારૂ,
સહુથી પ્યારામાં પ્યારૂં...સહુથી સારામાં સારૂં.
દારૂમાં દુનિયા ડોલે...દારૂને ઝોલે ઝોલે,
દારૂના શિશા ખોલે...દારૂની વાહ વાહ.
દારૂથી જુસ્સો આવે...દારૂ એ ગુસ્સો લાવે,
દારૂ મહેફીલ બહેલાવે...દારૂની બોલબાલા.
દારૂ દુનિયાની દેવી...મૂર્ખા જેણે નહિ સેવી,
આહા ગંગાજળ જેવી.. શું બહેંક બહેંક બહેંક.

કોઈ મહને પૂછે...જીવનમાં મોજ કેવી હોય છે?
તો હું કહું કે જીવનમાં બસ મોજ આવી હોય છે.
સહુ વેદ ગીતા ભાગવત બધાનો આમાં સાર છે,
પૂજા કરે આ દેવની બસ તેનો બેડો પાર છે.
વેપાર ધમધોકાર છે......પ્રખ્યાતી બેશુમાર છે,
આ ચીજના સદ્‌ગુણ...બસ...**સમજી જવામાં સારછે**.

બાપાએ પાછળ બે લાખ મૂક્યા'તા, ખૂબ બેવડાની બાટલીઓ ફોડી, પીપના પીપ ખાલી કરી નાખ્યા, રંડીઓના નાચ-મુજરા

નચાવ્યા, ઉસ્તાદોના જલ્સાઓ જમાવ્યા. મિત્રોની મહેફીલો ઉડાવી, મોટરકારો દોડાવી, સોરટી અને લોટરીમાં રંગત ઉડાવી, પુનાની રેસમાં તકદીર અજમાવ્યું, બસ હવે આજે ખલાસ. દોઢીઆનો દુકાળ થઇ પડયો છે. કોઇ ફાંકડું બુલબુલ જેવું પંખી આ રાવસાહેબની આંખે ચઢે, તો જ હવે આપણું ગાલ્લું આગળ ચાલે. મુંબઇના તમામ મવાલીઓનો હું દાદો...છું...દાદો...મારૂં નામ દેવાની...કોઇની તાકાત...નહિ...અરે પણ આ સામેથી કોઇ અપ-ટુ-ડેટ બૈરૂં આવે છે, બૈરૂં. જોઉં કંઇ શિકાર મળી જાય તો. ચાલો બચ્ચા રાવસાહેબ ...થોડા વખતને માટે મવાલીમાંથી એકદમ મહાપુરૂષ થઇ જાવ... લોફરમાથી એકદમ જેન્ટલમેન...

[ બાટલી ગજવામાં સંતાડી દઈ વસ્ત્રો ઠીક કરી ઉભો રહે છે. ત્યાં અપ-ટુ-ડેટ પોશાકમાં સજ્જ થએલી રૂપાળી ખીમા અને રઘાની ગેરહાજરીમાં ભીખાભાઈના ના કહ્યા છતાં મુંબઈનગરી જોવા નીકળી પડતાં ભૂલી પડી ત્યાં મુગ્રાતી આવી ચઢે છે. ]

રૂ—હાય હાય ! હવે તે હું શું કરૂં ? આવડા મોટા શહેરમાં કેટ-કેટલા રસ્તા ને કેટકેટલી ગલીકુંચીઓ ! હવે હું કોને પુછું ? ખીમજી અને એમની (રઘાની) ચોકખી ના છતાં, ભીખીની સલાહને નહિ ગણકારીને મ્હેં મૂર્ખીએ એમની ગેરહાજરીમાં, મુંબઇ જોવા નીકળવાનું સાહસ કર્યું. ભીખીને સાથે આવવા બહુએ કહ્યું, પણ એણે તો ધણીની રજા વગર ઘરબહાર પગ મુકવાની ધસીને જ ના પાડી. અને મ્હારૂં તો બળ્યું એ બંને જણા અમને મુકીને મુંબઇ જોવા ગયા, ત્યારનું મન જ ન રહ્યું, એટલે નીકળી પડી પણ અરેરે રસ્તો ભૂલીને અહીં આવી ચઢી. રહેવાનું ઠેકાણું પણ ફેમ (યાદ) નથી. હવે શું થશે ?

**રા**–(સ્વગત) શિકાર આ શહેરથી તદ્દન અજાણ્યો ને નવોસવો લાગે છે. માલ પણ કોઇ ચીજ છે. દીકરા **રાવ**! ત્હારૂં તકદીર વગર સાબુએ ઉઘડી ગયું. લાવ, હવે એક ડગલું આગળ વધી શરૂઆત કરી નાખું. (પ્રકટ–જરા પાસે જઇને) બાનુ, આપ કોણ છો, અને ક્યાં જવા માગો છો? અહીં જાહેર રસ્તા ઉપર ઉભા રહીને આપ કોનું મકાન શોધી રહ્યા છો?

**રૂ**–(શરમાતા શરમાતા) ત...તમે કોણ છો?

**રા**–હું આ શહેરનો એક આબરૂદાર શેઠીઓ છું. મુંબઇના લોકો (મવાલીઓ) મ્હને **રાવસાહેબ**ને નામે ઓળખે છે. આપ આ શહેરથી અજાણ્યા હોઇ રસ્તો ભૂલ્યા હો, એમ લાગે છે.

**રૂ**–હા, એમ જ છે. શેઠજી, હું આ શહેરમાં પહેલવહેલી અને આજે જ આવી છું.

**રા**–(સ્વગત) ભલે આવ્યા. (પ્રકટ) તમે એકલા જ છો, કે સાથે કોઇ મરદ છે?

**રૂ**–મ્હારા ઘરવાળા અને નોકર છે, પણ એયે પહેલવહેલા જ આવ્યા છે. મ્હને મૂકીને એ બંને બહાર ગયા, અને હું જરા બહાર ફરવા નીકળી...પણ દૈવસંજોગે ભૂલી પડી ગઇ છું.

**ર**–(સ્વગત) ત્યારે તો વાંધો નહિ. (પ્રકટ) આપ અહીં ક્યાં ઉતર્યા છો?

**રૂ**–તેની પણ મ્હને ખબર નથી, (રડવા જેવી થઇ જાય છે.) એટલે જ ને?

**રા**–ફિકર નહિ, આપ ગભરાશો નહિ. બાનુ, આ મુંબઇ શહેરમાં જ્યાં સુધી મ્હારા જેવા ખાનદાનના ફરજંદો વસે છે, ત્યાં સુધી

તમારા જેવી ભૂલી પડેલી યુવતીઓને જરા પણ ડરવાનું રહેતું જ નથી. જો આપને વાંધો ન હોય તો આપ મ્હારી સાથે મ્હારે ત્યાં આવી શકો છો. ત્યાં ગયા પછી આપણે તમારા ધણીની તપાસ કરશું.

રૂ–(સ્વગત) બળ્યું અજાણ્યા મરદને ત્યાં...પારકા મરદની સાથે એકદમ વગર ઓળખાણ–પીછાણે તે કેમ કરી જવાય? પણ ત્યારે એકલી જઇશ પણ કયાં? હમણા જોતજોતામાં રાત પડી જશે...ને પછી...

રા–જુઓ, તમને મ્હારી સાથે આવનાં આંચકો લાગતો હોય, તો મ્હારે કહી દેવું જોઇએ, કે તમે મુંબઇના હવાપાણીથી માહીતગાર નથી, એટલે જ. કારણ કે આ મુંબઇ શહેરમાં મવાલીઓનો ત્રાસ જરા વધારે પડતો છે. અને તેઓ તમારા જેવી દેખાવડી અને રસ્તો ભૂલેલી સ્ત્રીઓને લલચાવી–ફસાવીને આખરે અનીતિના ધંધાને માટે ઉપાડી જાય છે. માટે આવા ભરબજારે આપના જેવી એક સારા આબરૂદાર અને ખાનદાનના ઘરની યુવતીને આમ એકલાં ઉભા રહેવું બહુ જ જોખમભરેલું છે. પછી તો જેવી તમારી મરજી.

રૂ–પણ તમે પરણેલા છો?

રા–જી...નહિ. જુઠું શા માટે બોલવું? બીજાની માફક નાહક ઇશ્વરના ઘરના અપરાધી થઇ પાપ કરવાનું હું પસંદ કરતો નથી હજુ સુધી હું કુંવારો જ છું, કારણ કે મ્હારા માબાપ તદ્દન જુના વિચારના હોવાથી અને હું મુંબઇના સુધરેલા વાતાવરણમાં છેલ્લામાં છેલ્લી ઢબનું શિક્ષણ પામેલો હોવાથી મ્હને તમારા જેવી કોઇ અપ–ટુ–ડેટ અને વીસમી સદીની સુધરેલા વિચારવાળી મનપસંદ સ્ત્રી ન મળે, ત્યાં સુધી મ્હેં બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી છે.

રૂ–(સ્વગત) લાગે છે તો કોઇ રંગીલો અને ખાનદાન માણસ ! ક્યાં મ્હારો એ ઘરડો સાદો અને ગામડીઓ ધણી, ને ક્યાં આ કુંવારો શોખીનને ફુટડો જુવાન ! ખરેખર મુંબઇ તે મુંબઇ જ છે... જવું...જવામાં શું છે ? ક્યાં ગામમાં છું, કે કોઇ વાત કરવાનું છે ? એ આબરૂદાર પૈસાદાર શેઠીઆને એમની શોધ કરતાં શી વાર લાગવાની હતી ? અને કદાચ નહિ પત્તો લાગે, તોયે શું છે ?

**રા**–આપનું નામ ?

**રૂ**–મ્હારૂં નામ તો છે **રૂ**પાળી, પણ અહીં આવતા પહેલાં મ્હારા નોકર **ખીમજી**એ મ્હારૂં નામ બદલીને **રૂ**પવંતી રાખ્યું છે.

**રા**–તમારા નોકરે નામ બદલવામાં કમાલ કરી છે. જરૂર એ ભેજું કોઇ ચુનંદા હોવું જોઇએ. હાં...વારૂ...ત્યારે પછી શો વિચાર કર્યો ?

**રૂ**–વિચાર શો કરવાનો હોય ? તમારા જેવા પરોપકારી અને નિસ્વાર્થ સજ્જનને આ નિરાધાર અબળા ના પાડીને બીજે જાય પણ ક્યાં ?

**રા**–વેટસ ધટ...લ્યો ત્યારે...ગાડી મંગાવું કે મોટર ? કે પછી ટ્રામમાં જ જઇએ ?

**રૂ**–તમને જેમ ઠીક લાગે એમ.

**રા**–ગાડી ને ટ્રામમાં ઠીક નહિ પડે. નાહકનું કોઇ જુએ...ને આજકાલના લોકોને આંગળી કરવાની ટેવ રહી તેમાં મુંબઇવાસીઓને તો ખાસ, એટલે ટેક્સી જ ઠીક થઇ પડશે. લ્યો ચાલો, મ્હારો હાથ પકડો. સ્હામી બાજુએ જઇને ઝપાટાબંધ પેલી મોટર ઉભી છે, એમાં ગોઠવાઇ જઇએ.

**રૂ**–(અચકાતા–હાથ આપતા) આ...લો.

ર–(જતા જતા–સ્વગત)

માખી ફસાઈ જાળમાં બસ હવે બેડો પાર છે,
આ ઘેર પહોંચ્યુ સહીસલામત ફક્ત એટલી વાર છે.
એની કમાણી પર શરૂ કરવો હવે વેપાર છે,
શું સમજ્યા સાહેબો ? **સમજી જવામાં સાર છે.**

(જાય છે–પડદો ઉંચકાય છે.)

---

**પ્રવેશ:–૬** **સ્થળ:–ગોલપીઠાની બીજી ગલી**

[ પાત્રો:–**રઘો–ખીમજી** ]

(રૂપાળીની શોધમાં નીકળેલા રઘા પટેલ હાંફતા હાંફતા આવી થાકને લીધે જમીન ઉપર બેસી જાય છે, અને હેટ ઉતારી પવન ખાવા માંડે છે. પાછળથી ખીમો આવી રહે છે.)

ર–અરે **ખી**મા, દોસ્ત **ખી**મા, આ મ્હારૂં બેટું મ્હારૂં તો ગળુંયે દુખી ગયું. આ ફાંસો જરા ઢીલો કર.

**ખી**–નેઇટાઈ...નેકટાઇ...એનું નામ નેકટાઇ બોલો. (ઢીલો કરે છે.) જુઓ...બ...સ...કે...

ર–(જોડા કાઢી નાખે છે) મ્હારા તો પગે ચમચમી ગયા અને અંદરે ધામ ધામ છૂટે છે. **ખી**મા, આ કોટ–પાટલુન ઘડીક વાર કાઢી નાખી જોડા સાથે આ કટકામાં (રૂમાલમાં) બાંધી લઉં તો કેમ ?

**ખી**–(પાછું પહેરાવતો–ખીજવાઇને) અરે પણ તમે કરવા શું બેઠા છો ? કંઇ ભાન–બાન છે ? પહેરી દો...પહેરી દો બધું...કોઇ સરા ઘરનું આબરૂદાર બૈરૂં અહીંથી પસાર થશે, ને તમને જોગે, તો પોગ

ફરી વળશે. પોલીસ અસભ્યતા કે દીવાનાપણાનો કેસ-બેસ માંડશે, તો જેલખાનાની કે મેડહાઉસની હવા ખાવી પડશે. સમજ્યા? આ કાંઇ તમારૂં ચમારગામ પાલેજ જોયું?

સભ્યતાથી બોલવું ને સભ્યતાથી ચાલવું,
ને સભ્યતાની આંખથી મુંબઇ નગરને ભાળવું.
છે સભ્યતાનું શહેર આ અહીં સભ્ય સઘળી જાત છે,
શીખો તમે પણ સભ્યતા એ **સમજવાની વાત છે.**

**ર**–ભલે ભાઈ, ભલે...પણ **ખી**મા, મ્હારી બાયડીનું શું? ત્હારી કાકીનું શું?

**ખી**–સેવક તો તમને પહેલેથીજ સાથે લાવવાની ચોક્ખી ના પાડતો હતો, પણ તમે ન માન્યું, ને આખરે ગધેડાના સરદાર બન્યા.

ર–પણ આપણને એને ગોતી કાઢતાં શી વાર લાગવાની હતી?

**ખી**--એ કાકા, અહીં જ તમે ખાંડ ખાવ છો આ તો મુંબઇ છે મુંબઇ. અહીંઆ તો અંગ્રેજ સરકારનું કે તમારા બાપનું નહિ પણ મવાલીઓનું રાજ છે, સમજ્યા? અહીં તો છત્રીસ દરવાજા ને છપ્પનસો ગલી. એમાંથી કાકીને હવે શોધી કાઢવા એ કંઇ લાડવો ખાવાનો નથી, સમજ્યા?

ભૂલા પડયા કાકી હવે પૂરેપૂરી પંચાત છે,
આ બાયડીની અક્કલે ચાલવું નહિ...(કાન પકડો)
...શું સમજ્યા?......એ **સમજવાની વાત છે.**
તેમાં વળી........

**મરદ** હોત તો ધૂળ નાખી પણ આ તો બાયડીની જાત છે,
**ર**–ને છે વળી ઇંદ્રની અપસરા જેવી **એ પણ વચારવાની વાત સે.**

અલ્યા અંગ્રેજ સરકારના રાજમાં આટલું બધું અંધેર ને પોલ કેમ ? આટલું અંધેર તો મારા ચમારગામની પટલાઇમાં નથી, દીકરા!

**ખી**–(સ્વગત) ઠીક છે, હવેને ફેરે વળી મુંબઇના ગવંડર તમને બનાવીશું. (પ્રકટ) ચાલો ઉઠો...

**૨**–ત્યારે ખીમા, હવે ત્હારી કાકીના નામનું મ્હારે નાહી જ નાખવું, એમ ત્હારી **સલાહ** છે ?

**ખી**–બીલકુલ નહિ. હિંમતે મરદા તો મદદે ખુદા. કાકા !

કયાં ચંદન કયાં મલીઆગરી કયાં સાહેર કયાં નીર,
ઉતાવળા સો બહાવરા ને ધીરા સો ગંભીર...સીયાવર

માટે તમે પણ હિંમત રાખો ધીરજ રાખો. આશા **અમર** છે. હું મુંબઇની એકેએક ગલીકુંચીમાં ખોળી વળીશ. કાકીને માટે આસમાન અને જમીન એક કરીશ.

**૨**–અને તેમ છતાં પણ પ-તો નહિ લાગે તો ?

**ખી**–તો પછી એક છેલ્લો ઉપાય બાકી રહે છે.

**૨**-અને તે આપઘાત કરવો.

**ખી**–છટ્ નોનસેન્સ......

૨–ત્યારે પોલીસ દાદાની મહેરબાની માગવી ?

**ખી**–જોજો, એ લફરાંની જંજાળમાં ભૂલેચૂકે નહિ ભેરવાતા.

**૨**–ત્યારે ?

**ખી**–સેવકને આખરે આ **ગોળ**પીઠા જેવા મશહૂર લત્તાઓના એકેએક ઘેર પાવન કરવા પડશે.

**૨**–એટલે શું ? **ખી**મા, મુંબઇમાં પણ આપણા ગામના તાડીના પીઠાની માફક ગોળના પીઠા હોય છે કે ?

**ખી**–એ વાત જ મહેરબાની કરીને જવા દયો. તમારૂં ભેજું એ નહિ સમજી શકે.

**ર**–પણ સમજાવ તો ખરો, તું ભણેલો અને સુધરેલો કામનો શું?

**ખી**–જુઓ, એ વાત જાહેરમાં બોલાય એમ નથી. ઓરા આવો...કાનમાં કહું...( કહે છે ) સમજ્યા ?

**ર**—એમ છે? તે ત્હારી કાકી રાંડને ત્યાં...

**ખી**–( મોઢે હાથ દાબે છે. ) ચૂપ...ચૂપ...ચૂપ...આપણે અત્યારે એજ ભાગમાં આવ્યા છીએ. કોઇ જોશે અને સાંભળશે તો આબરૂના કાંકરા થઈ જશે. આપણા જેવા આબરૂદાર જેન્ટલમેનોથી આવા પબ્લીક રસ્તા પર જાહેરમાં મ્હોટેથી એવું બોલાય કે?

**ર**–કેમ નહિ બોલાય? આ ત્હારી કાકી જેવી એકની એક કાકી જીવતા ધણીએ વંઠેલ વેશ્યા થઇ જાય, ને મ્હારાથી એ સાંભળી રહેવાય? સાંખી રહેવાય? જોઇ રહેવાય? ( રડવા બેસે છે )

**ખી**–અરે પણ હજુ પૂરી તપાસ તો કરવા દયો. આમ રાંડીરાંડ ડોસીની માફક છેડો શાનો વાળો છો? ગામના પટેલ થયા છો કે અઝામ? મ્હારા શેઠ, બાયડી તો ભાયડાના પગની જૂતી બરાબર છે જૂતી. એક ગઈ તો પનોતી ગઇ. મ્હારા કાકાને માટે એનાથી ચઢે એવી બીજી બે ડઝન ઇંગ્લીશ મડ્ડમ લાવી હાજર કરી દઉં, મડ્ડમ. શું સમજ્યા? મુંબઇમાં પૈસા ખરચના માણસ પણ મળે છે, માણસ...

**ર**–( ઉભો થઇને ) એમ છે?

**ખી**–ત્યારે શું?

મોટર મળે...ગાડી મળે...આશક મળે માશુક મળે,
હોટલ મળે બોટલ મળે...સ્નેહી મળે સેવક મળે.
પૈસાનો સઘળો ઠાઠ છે.. પૈસાની સૌ ફુટપાથ છે,
આ મુંબઇ એટલે શું? એ પણ **સમજવાની વાત છે.**

**ખીમો:—** **ગાયન-૫**

ઓ કાકા મ્હારા......ચાલો રે ચાલો.
**રેવો**-ભર્ત્રીજા મ્હારા.........હાલો રે હાલો.
**ખીમો**-નવી કાકીને શોધી કાઢી...નાક કાન બે કાપો, (૨)
ફરીથી એવું કરે ન કો દી...એવી શિક્ષા આપો...ઓ.
મૂઝાશો મા કાકા હોકો...ઠંડે પેટે તાણો,
કાઠીઆવાડ જઇ કાકી બીજી નંબર વન કોઇ આણો...ઓ.

[ સમજાવીને લઈ જાય છે, પડદો પડે છે. ]

**પ્રવેશ: ૪** **સ્થળ: મવાલીનું મકાન**

[પાત્રો:-**રાવ-રૂપાળી-ડુમસીઆ-અફલાતુન ડંડેખાં-રૂપચંદ-ખીમજી** ]

(આગળ રૂપાળી રડતી રડતી આવે છે-પાછળ રાવ ચાબખા સાથે પ્રવેશે છે.)

**રા**-(ફટકા લગાવતા) ચાલ...ચાલ...ઊભી થા...ઊઠ...

**રૂ**-ઓ મરી ગઇ...મરી ગઇ...મારા બાપ...મને જવા દે.

**રા**-ચલાવ...ચલાવ...(ગજવામાંથી ઘુઘરા કાઢી બતાવી) આમ આવ...આ ઘુઘરા બંધાવ...

**રૂ**-(પગ ધરીને) લે...લે.. મારી નાખ...કાપી નાખ...

(ઘુઘરા બાંધે છે. અંદરથી તાલનો ઠેકો આપવા તબલા લઇ આવે છે)

રા–ચલાવ, હવે તૈયાર થઇ જા...

રૂ–પણ મ્હને તું છેતરીને લઇ આવ્યો...અને તે આ ધંધો કરાવવા?

રા–કેમ પાછી ચરખી ચઢીકે? આ ચૌદમું રત્ન જોયું છે કે? (ચાપખો બતાવે છે) બોલ, નાચવું છે કે નહિ?

રૂ–ત્હારે જોઇએ તો મારી નાખ, પણ હું આ ધંધો તો...

રા–શું બોલી? નથી નાચવું? લે...ત્યારે...(ચાપખો ફટકાવે છે)

રૂ–એ...નાચું છું...નાચું છું, ભાઇસાહેબ, માફ કરો...

રા–ચાલ...ત્યારે ત્યારે...ચાલ કાલે શિખવ્યું હતું તે ગાયન બોલવા માંડ.

રૂપાળી:— **ગાયન–૬**

દીલ લે ગયા હમારા...દીલદાર હસતે હસતે,
ક્યા કામ કર ગયા વોહ...યાર હસતે હસતે.
યારો જરા ચલો તુમ...લાઓ ઉસે મના કર,
વોહ હો ગયા હય હમસે બેજાર હસતે હસતે.
મજલીસમેં આશકોંકી...અબ રાહમેં તેરી દેખું,
આપસમેં ચલ રહી હૈ...તલવાર હસતે હસતે.
યારોં ન સહેલ સમજો...તુમ હાલ નાતવાંકા,
અયસા ન હો મરે યેહ બીમાર હસતે હસતે.
ગર શોક દર્દ હય તો પહુંચેંગે ઉસકે દરપે,
દેખેંગે હમ મુસફીર...દીદાર હસતે હસતે.

રૂ–લ્યો બસ, હવે થયું ?

રા–ઉભી રહે...ઉભી રહે...જો આમ રૂમાલ લઇને આંખ-મારતા જઇને...આમ એકટીંગ થાય. (શીખવે છે) ચાલ જોઉં...કરી બતાવ...અને પેલી કાલે શીખવેલી ઉર્દુ ચીજોમાંથી એક બોલી બતાવ.

રૂ–બહુ થયું...આજે તો હવે...હું થાકી ગઈ...માફ કરો

રા–અરે પણ આમ એક એક ગાયન શીખતાં થાકી જશે, તો પાર ક્યારે આવશે ? ચાલ...ઉઠ...આજ તો મ્હારા દોસ્તદારો ત્હારી પરીક્ષા કરવા પધારવાના છે. એટલે ત્હારે બરાબર-તૈયારી કરવી જોઇએ.

રૂ–ના ભાઇસાહેબ...હું તમારા કોઇપણ દોસ્તદાર આગળ નાચ-મુજરા કરવાની નથી. હવે તો મારી નાખશો તોય નથી ઉઠવાની.

રા–શું બોલી ! નથી ઉઠવાની ? જોયો છે કે આ !

(ચાપખો ઉગામે છે)

રૂ–ના...ના...ના તમે કહેશો તેમ કરીશ.

રા–તો ચાલ...શરૂઆત કર...મહેરબાં હો જાયેંગે...એ પેરન્ટ રાગની પેલી નવી શીખવેલી ગુજરાતી ચીજ.

રૂપાળી:— ગાયન–૭

આ જીગરને ઘાયલ કરી...એ બેવફા તું જાય ક્યાં ?
માશુક રડે મહોબત ભરી...જો બેહયા તું થાય ક્યાં ?

× × ×

થાતા ઇશારા આંખના...દર્દી દીવાનું દીલ કર્યું,
એને દવા દીધા વિના..દીલદાર ચાલ્યો જાય ક્યાં ?

× × ×

પ્યાલી ધરીને તું ઉભો...શીશો લઇને હું ઉભી,
શરબત અધૂરાં ઇશ્કનાં...પીધાં વિના એ જાય ક્યાં ?
× × ×
કુમળી કળી પર બેસીને...મકરંદ તું ગૂંજ્યો બહુ,
જ્યારે ઉઘાડી પાંખડી...ત્યારે હવે રીસાય ક્યાં ?
× × ×
મશ્ગુલ મહોબતમાં કરી...હૃદયે જલાવી રોશની,
ઓ અંધ પરવાના હવે...તું આમ ઉડી જાય કાં ?

---

[ ત્યાં બહારથી બારણાં ઠોકાય છે. ]

**રા**–ઓ...દોસ્તબિરાદરો આવી પહોંચ્યા લાગે છે, માટે તું જરા અંદર જા, અને પછીથી હું તને બોલાવવા આવું ત્યાં સુધીમાં તું કપડાં બદલી તૈયાર થઈ રહે...જા...

[ જાય છે–દ્વાર ખોલી બધા મવાલી મિત્રોને અંદર લે છે.]

**રા**–ઓ...પધારો પધારો, શેઠ રૂપચંદ, મી. કુમસીઆ, મી. ડરેખાં, મીઆં **અફ્**લાતુન. ( હાથ મીલાવે છે. )

**કુ**–અરે દીકરા **રાવ** !

**રા**–બાવા !

**કુ**–તું કેતો તો કે એક ગોયા મજેનું ગોલાબ જેવું બુલબુલ તારા હાથમાં આયુંછ...તો તે બતાવની દીકરા...

**રા**–ઘણીજ ખુશીથી. બાવાજાન, આપ સેવક હમણા જ એને આપ સાહેબોની મહેમાનગીરી કરવા હાજર કરે છે

**અ**–બહુત અચ્છા. ઉસકી સાથ જરા તાન ધીમ...તાન ધીમ... અયસી એક દો ચીજ ભી હોને દીજીએ...હૅં...

ડં—ઓર થોરીસી એક્સ—ઓ—નંબર વનકી બોટલોંકોભી ઈન્સાફ દીયા જાય.

રૂ—ધેટસ ઇટ, ધેટસ ઇટ, મી. ડડેખાં, ગંગાજળ વગર ટેસ્ટ જ નહિ આવે. કેમ ખરૂંને મી. કુમસીઆ ?

કુ—હન્ડ્રેડ પરસેન્ટ ટ્રયુ (તાળી આપે છે—રાવ જાય છે.)

અ—સુનો...બિરાદરો, જો...કી હમારે મજહબમેં શરાબ પીના ઓર બ્યાજસે રૂપયા દેના, દોનોં ચીજકો હરામ ફરમાયા હૈ, લેકીન કીતનેહી હમારે ઇસ્લામી શાયરોને મેરે જૈસે રંગીલે જવાનોકે લીએ ઐસા ભી લીખા હૈ...કી...

રૂસ્તમો બહમન બનાતી હૈ શરાબ,
રંજ ઔર ગમસે છુડાતી હૈ શરાબ.
તાજા દિમાગ કરતી હૈ ખુશ્બો શરાબકી,
રંગત બદનમેં લાતી હૈ યે મય ગુલાબકી.
જીસકો શરાબ—યારીમેં હમસે કલામ હૈ,
દુશ્મન હૈ ઉસકા અપને તરફસે સલામ હૈ.

કુ—સચ બાત હૈ, સચ બાત હૈ, મીઆં અફલાતુન, સેવક જ્યારે બી. એ. માં હતો ત્યારે પ્રખ્યાત આંગ્લ કવિ મી. ડ્રન્કાર્ડનું લખેલું એક ગોલ્ડન સેન્ટેન્સ મોંને રોજ ગોખતો હતો...

If there is nectar in this world, it is in this Bottle of **X-O-No-1**. It is a Magical Staireasc just like **A**llauddin's **W**onderful **L**amp, with which respectable gentlemen like us can easily jump from this world to that world; i. e from hell to heaven. Oh **W**ine ! God of Gods ! You are the only holiest thing alone...

રૂ–આહાહાહા...વોટ એ ગુડ પીસ...

કુ–અરે બાવા, એનું ટરાન્સલેશન–ગુજરાતી કરીને આય બિરાદરોને જરા સમજાવો તો ખરા.

રૂ–ઓલરાઇટ, બિરાદરો, મી. કુમસીઆના આય રીમાર્કેબલ ઇંગ્લીશ ફકરાનો મીનીંગ એ થાય છે, કે આ મૃત્યુલોકમાં અમરત હોય તો તે ફક્ટ એક્સ–ઓ–નંબર વનના આય સીસામાં ભરેલું છે, અને બિહિસ્ત હોય તો તે પણ એમાં જ રહેલું છે.

કુ–એમાં જ એમાં જ.

રૂ–એ અલાઉદ્દીનના ચમત્કારીક દીવાની માફક આ અદ્‌ભુત અમરતપાનની નીસરણીથી આપના જેવા ખાનદાનના ફરજંદો આય દુનિયામાંથી સીધા પેલી દુનિયામાં જવાને માટે લાયકાત મેળવીએ છીએ. કેમ બરાબર છેને મી. કુમસીઆ ?

કુ–ચાલશે...ચાલશે...વીલ ડુ...

રૂ–અને......

અ–મી. રૂપચંદ...આ ગઇ...આ ગઇ...

કુ–આને દો...આને દો...

[રાવ રૂપાળીને શણગારી લઈ આવે છે. દારૂની પ્યાલી ઉડે છે. નાચ-ગાન શરૂ થાય છે.]

**રૂપાળી:—** **ગાયન–૮**

જવાની ભી અજબ અંદાજસે રંગત જમાતી હૈ,
કહું કુછ હાલે દીલ અપના...તો મુઝકો શર્મ આતી હૈ.
છુપાવું કબ તલક ઇનકો...યે ખુદ ઉઠ ઉઠકે આતે હૈં,
યે દોનો બેહયા બનકર...મુઝે હરદમ સતાતે હૈં...જવાની

મુરીદે ઇશ્ક મરતે હૈ...તબીઓ આન કર દેખો,
ન દેખો નાઝ કો મેરે...જીગર પર હાથ ધર દેખો...જવાની
લીયે જાતે હૈ ગર નામે...લહદ પર લાસકો મેરી,
યેહ મુર્દે જી ઉઠે પ્યારે...અગર તુમ એક નજર દેખો...જવાની

---

કુ—(ઉભા થઇને)શાબાશ...શાબાશ...દીકરા રૂપ, ત્હારા તકદીરનું ફાટક આજ રૂપેરી ઘુલઘુલ જરૂર ઉઘાડી નાખશે. લે બાવા...હવે અમે રજા લઇશું.

[બધા શેઈકહેન્ડ કરી રજા લઈ ઘેનમાં આથડતા-પડતા રસ્તે પડે છે.]

રૂ—શું તમે મ્હારી પાસે આ પ્રમાણે હવે નાચ-મુજરા કરાવી મ્હને વેશ્યા બનાવવા માગો છો?

શા—ત્યારે શું આપનો વિચાર કોઇ નાટકના સ્ટેજ ઉપર સતી શિરોમણીના પાઠમાં ઉતરવાનો છે?

રૂ—હું આવો નીચ ધંધો કદાપી પણ કરનાર નથી.

શા—આ જોયો છે કે? બે મીનીટમાં ઠેકાણે લાવી નાખશે. (ત્યાં બારણું ઠોકાય છે.) આહા! બારણું ઠોકાય છે. કોઈ સોનાની ચલ્લી આવી હોય એમ દેખાય છે. મીસ રૂપાજાન, આપ હમણા થોડી વારને માટે જરા અંદર સીધાવી જાવ. કોઇ ઘરાક આવ્યો હોય એમ લાગે છે. જો ધ્યાન રાખજે, બોલાવું ત્યારે આમ ઠણકો કરતી આવજે...

તીરછાં નયનનાં તીર ત્હારા સુંદરી તું છોડજે,
એ ઉલ્લુના સરદાર સાથે દીલ ત્હારૂં જોડજે.
ત્હારી જ ચાલાકી ઉપર બંદાનો સૌ આધાર છે,
સમજ્યા રૂપાજાન મ્હારા...**સમજી જવામાં સાર છે.**

નહિ તો પછી આ ચૌદમું રત્ન તૈયાર છે...હા.

[અંદર વિદાય કરી દ્વાર ઉઘાડે છે. મી. ખીમજી દાખલ થાય છે.]

**રા**–(સ્વગત) લ્યો, હું તો ધારતો હતો, કે કોઇ માલદાર ઉમરાવજાદાની સવારી પધારી હશે, પણ આ તો મ્હારા જેવો જ કોઇ અપટુડેટ ફિદાવગીર યાને મુંબઇનો મવાલી દેખાય છે. લાવ પૂછવા તો દે, જે હશે તે હમણાં જ જણાશે. આપણે પણ ક્યાં એનાથી જઇએ એમ છીએ ? (પ્રકટ) કેમ સાહેબ, આપની મુબારક પધરામણી આ દેવમંદિરમાં કેમ થઇ છે ?

**ખી**–હું તમને પૂછું છું, મીસ્ટર, કે તમારૂં નામ ?

**રા**–(સ્વગત) મ્હારો બેટો કોઇ છુપી પોલીસનો માણસ તો નહિ હોય! (પ્રકટ) જી...સેવક આ મુંબઇ શહેરમાં રાવસાહેબને નામે પ્રખ્યાત છે.

**ખી**–ધંધો ?

**રા**–આ આખા મહોલ્લાના રહેવાસીઓનો ધંધો ગાનતાન ને નાચ–મુજરાનો છે, જનાબ. અહીં ઘેરેઘેર દેવસ્થાનોની જ સ્થાપના છે.

**ખી**–તો મી. રાવસાહેબ, આપના આ દેવમંદિરમાં ખાલી દેવ જ છે, કે કોઇ દેવી–બેવી પણ છે ?

**રા**–યાને હુજૂરને એ જાણવાનો સબબ ?

**ખી**—જો હોય, તો સેવક તેનાં દર્શન કરવા, તેની પૂજા કરવા, તેની આરતી ઉતારવા...

**રા**–ઓયસ...હવે હું સમજી ગયો. હા...પણ મીસ્ટર, દેવી તો જાગે છે. લેકીન એનાં દર્શન કરવા આવનારે સાથે ફૂલહાર અને ભેટ લાવવાં જોઇએ, તેમજ એના આ પૂજારીને એની મુલાકાત કરાવતા

પહેલાં યોગ્ય દક્ષિણા મળવી જોઇએ. એ અમારા મંદિરના કાયદાની તમને ખબર છે ?

**ખી**–બહુજ સારી રીતે. મી. **રાવ**, એકવાર દર્શન કરાવો એટલે પછી દક્ષિણા અને ભેટ બધું નક્કી થઇ જાય. લ્યો, આ શરૂઆત...ચહાપાણીથી કરૂં છું. (રૂપીઆ પાંચની નોટ હાથમાં મૂકે છે.)

**રા**–(નોટ લેતા સ્વગત) મ્હારો બેટો મવાલી કે કડકઅંગાળી દેખાતો નથી. એમ તો ખીસા પાકીટ તર જણાય છે. ચાલો ઠીક થયું. શરૂઆત તો સારા શુકનથી થાય છે. Well begun is half done (પ્રકટ) પણ નામદાર, પહેલાં આપની ઓળખાણ–પીછાણ આપશો ?

**ખી**–માલ જોયા વગર સોદો થાય નહિ, અને સોદો નક્કી થયા વગર તમારી બીલબુકમાં (ભરતીયા) હું મ્હારૂં નામ ઠામ લખાવી શકું નહિ.

**રા**–ભલે ભલે, સેમ્પલ જુઓ, સોદો કરો, પસંદ પડે પછી વાત. આપણે કંઇ એવી ઉતાવળ નથી. (બુમ મારે છે) રૂપા...ઓ રૂપા...

**ખી**–(સ્વગત) રૂપા ! જરૂર નામ ઉપરથી તો એજ મહારાણી સરકાર હોય એમ અનુમાન બંધાય છે.

**રા**–અરે જરા બહાર આવજો...

**રૂ**–એ...આ...વી (બહાર આવે છે.)

**રા**–(એને દેખાડતા) દેખીયે જનાબ આ અમારા મંદિરના દેવી, ને સેવક એમનો પૂજારી.

**રૂ**–કો...કો...ણ...ખી...મ......

**ખી**–(નાક ઉપર આંગળી મૂકી ચૂપ રહેવાની ઇશારત કરતા–સ્વગત) આખરે ભાળ મળી ખરી. મુંબઇના આવા કંઇક પૂણ્યાત્માઓને

પાવન કરતા કરતા આખરે આજ મ્હારો ફેરો સફળ થયો ખરો! પણ હવે એને અહીંથી આ મુંબઇના મવાલીના હાથમાંથી ઉપાડી જવી કેવી રીતે?

**રૂ**–(સ્વગત) હાય હાય! આતો મુઓ **ખીમજી**...હવે મ્હારૂં શું થશે? એ મ્હારા વરને વાત કરશે તો!

**રા**–કેમ સાહેબ, જોઇ રહ્યા? બોલો હવે શો વિચાર છે?

**ખી**–(રાવને એક બાજુ લઇ જઇ) મી. **રાવ**, જાણે કે બાબત એમ છે, કે હું ફૂલપાડાના ઠાકોર શ્રી. ૧૦૫ હીઝ રોયલ હાઇનેસ શ્રીમંત રાઘવસિંહ સરદાર બહાદુરનો પર્સનલ અને પ્રાઇવેટ સેક્રેટરી છું. મ્હારૂં નામ મી. **ખીમજીભાઈ ભીમજીભાઇ** ગડબડગોટા છે. આજ કેટલાક દિવસ થયા ઠાકોર સાહેબના પટરાણી ગુજરી જવાથી એમનું મન ઉદાસ રહે છે. અને તેમાં વળી એક છૂપા રાજદ્વારી કામને અંગે ગવર્નરને મળવા માટે એઓ બે ચાર દિવસને માટે અહીં આવ્યા છે. એમની ગમગીની ભૂલાવી દે એવી કોઇ ઉસ્તાદ ફાંકડી અને પરી સૂરત ગાનારીની શોધ માટે હું નીકળ્યો છું. આવાં તમામ દેવસ્થાનો જોતાં જોતાં હું તમારે ત્યાં આવ્યો છું, અને મ્હારી પરીક્ષામાં તમારી આ દેવી પસાર થઈ છે. બોલો, હવે તમે આજે રાત્રે એમને લઇને ઠાકોર સાહેબના ખાનગી આવાસમાં મુજરાને માટે આવવા તૈયાર છો?

**રા**–ઘણીજ ખુશીથી. મહેરબાન, અમારો તો એ ધંધો છે... કેમ રૂપા, બોલી નહિ, હેં?

**ખી**–તો લ્યો, ઠાકોર સાહેબના ઉતારાનું આ ગુપ્ત ઠેકાણું લખી આપું છું. (લખી આપે છે) કાલે રાત્રે નવ વાગે...સ્ટાન્ડર ટાઇમ... શું સમજ્યા?

રા—આહા...ઇસ્ટાન્ડર ટાઇમ સાડા નવ વાગે બરાબર...

ખી આ ઠેકાણે આવી રેહેજો. હું ત્યાં હાજર હોઇશ. પણ જોજો, આપણા બે સિવાય કોઈ ત્રીજાને કાને આ વાત કે ઠેકાણું જાય નહિ. નહિ તો તમારા ને મ્હારા બન્નેના બાર વાગી ગયા સમજવા.

રા—એને માટે આપ બેફિકર રહો. પણ સકરટેરી સાહેબ! (હાથથી રૂપીઆ બતાવી)આ...વાતનો આંકડો પહેલો નક્કી થવો જોઇએ.

ખી—જુઓ ભાઇ, એ તો મ્હોટા લોકોની વાત છે. જેવું તમારૂં કામ તેવા મળશે દામ. એ તો જેવી તમારામાં ઇનામ જીતવાની કળા સફાઇ અને ચતુરાઇ! એ તો રાજા વાજા ને વાંદરા કોને કહેવાય? રીઝે તો રાજ આપે, ને ખીજે તો માથું કાપે. છતાં હું વચ્ચે છું, એટલે તમારે કહેવું નહિ પડે. હજાર બે હજારમાંથી કંઇ જવાના નથી. સમજ્યાને? પણ જોજો, ધ્યાન રાખજો, આપણું પણ એમાં પચીસ ટકા કમીસન, હૅકે! લ્યો, આ પચાસ રૂપીઆ આગળથી રાખો...અને કોઈ તબિયત ખુશ થઇ જાય એવા ફાંકડા સોળ શણગારથી એને શણગારી ત્યાં લઇ આવજો. એકાદ જાગીર પણ બક્ષીસ કરાવી દઉં. વળી...એ તો જેવો ટાઇમ...ટાઇમના પૈસા છે, મ્હારા શેઠ...

નહિ માનવીના મુખને પૈસાને આજે માન છે,
નહિ નામ પર પણ નાચ—નખરા પર જગત કુરબાન છે.
સૌન્દર્ય ને શણગાર એ બે શબ્દ જગવિખ્યાત છે.
ઘૂમે પતંગો દીપકે **એ સમજવાની વાત છે.**

રા—એમ છે, ત્યારે તો વાંધો નહિ...વાંધો નહિ. હાંકે રાખો. (નોટ લે છે)

ખી—હાં...પણ મી. રાવ!

રા–જી...જી...જી...(નોટ ગણતા ગણતા)

ખી–જરા તમારા રૂપાજાનને અહીં મ્હારી પાસે મોકલજો. મ્હારે એમને ખાનગીમાં એક બે વાતની ખાસ સૂચના આપવાની છે. કારણ કે ઠાકોરના સ્વભાવથી એ તદ્દન અપરિચિત છે. એટલે એઓ કેમ ખૂશ થાય, તે ચાવી જરા એમને બતાવી દઉં.

રા–ઘણી ખુશીથી...ઘણી ખુશીથી...(રૂપાની પાસે જઈ–કાનમાં) જા...એ કહે તે ધ્યાન રાખીને સાંભળી લે. આ એક સોનાની ચલ્લીને શીશામાં ઉતારી જાગીરદાર બનાવી દે, તો બસ...આપણે પછી આ ખાનદાનીના ધંધાને હંમેશને માટે નવ ગજના નમસ્કાર કરી દઈ કોઈ ઉમરાવજાદાની માફક અમન–ચમન ઉડાવીશું. જા...જોઉં...

[અચકાતી અચકાતી પાસે જાય છે. ખીમો એને કાનમાં કહે છે.]

ખી–કાં કાકીસાહેબ, તબિયત તો મજાહમાંને ?

રૂ–ખીમા, મ્હને આ મુઆએ દગો કરીને ફસાવી છે.

ખી–ત્યારે તમારો વિચાર હવે પાછો રૂઘા કાકાનું ઘર માંડવાનો છે, કે પછી સીવીલ મેરેજ ?

રૂ–ના, ના, હું તો અત્યારે આવવાને તૈયાર છું.

ખી–કેમ ? મ્હારૂં કહ્યું ન ગણકાર્યાનો સ્વાદ જોઈ લીધો ?

રૂ–મ્હારી ભૂલ થઈ, હવે હું પસ્તાઉં છું. મ્હને માફ કર.

ખી–તો જુઓ સાંભળો. આ **મુંબઈના મવાલી**ના હાથમાંથી છૂટવાનો રસ્તો એકજ છે. આપણે એની સાથે દગાબાજીની રમત રમવી પડશે.

રૂ–તે કેવી રીતે ?

**ખી**–કાકાને આજ રાત્રે કામચલાઉ ઠાકોરસાહેબ બનાવી, સેવક તેના ખાનગી સેક્રેટરીનો ઓધ્ધો સંભાળશે. એની સાથે નક્કી કર્યા મુજબ તમે આજ રાત્રે રાજીખુશીથી નાચનારીના વેશમાં હાજર થજો. નાચ–મુજરો થઇ ગયા બાદ ઇનામની વાત આવે, એટલે હું ઇશારત કરીશ. તેજ વખતે તમારે ઠાકોરસાહેબ પાસે એ મવાલી તમને બળાત્કારે ઉપાડી લાવી અનિચ્છા છતાં આ અનીતિના ધંધામાં નાંખી તમારી ઉપર સીતમ ગુજારે છે, એવી ફરિયાદ કરી ઇન્સાફને માટે અરજ ગુજારવી. બસ...પછી બાકીનું હું અને હીઝ રોયલ હાઇનેસ સંભાળી લઇશું, સમજ્યા ?

**રૂ**–પણ હું ત્યાં નાચનારીના વેશમાં આવું...અને **એ** ..

**ખી**–એ કંઇ આગળથી કે પાછળથી બોલે તો જોખમદાર હું ! પછી કંઇ છે. ?

**રૂ**–બહુ સારૂ, ત્યારે. પણ જોજે એમને મ્હારી આ લાચારીની સમજણ પાડી, મ્હારી વતી માફી માગજે. હું ત્હારો આ ઉપકાર જીંદગી સુધી નહિ ભૂલીશ.

**ખી**–તે તમારે નહિ કહેવું પડે.

**રા**–કેમ શ્રીમાન, વાતચીત કરી રહ્યા ?

**ખી**–જી, હા. લ્યો મી. **રાવ**, **હવે સાહેબજી**. રાત્રે પધારજો ત્યારે જરૂર. (સ્વગત)

યુક્તિ લડાવી છે **અજબ** પણ પાર પડે કે નહિ એ **સંતાપ** છે,
એ મવાલી છે દીકરો તો સેવક ખીમાભાઇ એના બાપ છે.
આ હવેલી લેતા ગુજરાત ખોઇ એવો કાકાનો ઘાટ છે,
માટે વખત વિચારી ચાલવું એ **સમજવાની વાત** છે.

[ રાવસાહેબ સાથે હાથ મેળવી ચાલતો થાય છે. ]

રૂ–લે ચાલ, પહેલે જ તડાકે ઠાકોરસાહેબને ત્યાં ત્હારો મુજરો થવાનો. રૂપા, ખરેખર તું ભાગ્યશાળી છે. અને જો આજ રંગ રાખ્યો, તો બસ પછી બેડો પાર! ઠાકોર ખુશ થઇ જઇ પાંચ–પચીસ હજારનો ગરાસ બક્ષીસ કરી દે, તો આપણે આવતી કાલે સીવીલ મેરેજ કરી હનીમુન માટે પંજાબમેલમાં પેરીસની મુસાફરીએ ઉપડી જઇએ. જો, હવે હું બજારમાં જઇ ત્હારે માટે આવતી કાલે પહેરવાને કોઇ અફલાતુન પોશાક ભાડે લઇ આવું છું. ત્યાં સુધી તું શીખવેલા ગાયનોની પ્રેકટીસ કરી જા.(થોડે જાય છે–વળી પાછો ફરે છે.)પણ... સબુર...તું કયાંક ન્હાસી જાય તો! બાયડીના જાતનો વિશ્વાસ નહિ.

વિશ્વાસ પિંગળાનો કર્યો તો ભરથરી યોગી થયો,
મૃણાલના વિશ્વાસ પર માલવપતિ માર્યો ગયો.
પદ્મિનીના વિશ્વાસ પર અલાઉદ્દીનની હાર છે,
ચતુરાથી ચેતી ચાલવું...**સમજી જવામાં સાર છે**

માટે આમ આવ, પાકો બંદોબસ્ત કરીને જ જવું, કે પાછળથી પસ્તાવાનો વખત જ નહિ રહે.

રૂ–પણ હું નહિ ન્હાસી જાઉં, તમે કહેશો એમ કરીશ. જરા તો ભરોસો રાખો!

રા–ના રે ભાઈ, ત્હારો વિશ્વાસ નહિ ત્હારા બંને હાથ લાવ. (ચાબખાની રસીથી બાંધે છે.) ચાલ હવે ઘરમાં.

રૂ–પણ મ્હને બાંધો છો શા માટે?

રા–હું બ્હાર જઇને પાછો આવું, ત્યાં સુધીમાં તું મ્હને હથેલીમાં ચાંદ બતાવી છ પાંચ અગીઆરા ન ગણી જાય, એટલા માટે;

પણ તું ગભરાઇશ મા. મ્હને પાછા ફરતા વધુ વખત નહિ થાય, કારણ કે હજુ તો મ્હારે આવીને રાતને માટે ત્હને લેસન ગોખાવવાનું છે. ચાલો, મ્હારી રૂપાળી મેના, ઘડીક વારને માટે સેવકનાં પ્રેમ-પિંજરમાં પૂરાઇ જાવ.

**રૂ**–પણ હું આ શહેરથી અજાણી ન્હાસીને ક્યાં જવાની હતી?

**રા**–કેમ કહેવાય? કદાચ મુંબઇનો દરિયો પણ પાવન કરી નાખે. (આપઘાત) એટલા માટે જ અનુભવી ઘરડાઓની અક્કલે ચાલવાનો આકરો ઉપાય સેવકને ન છૂટકે લેવો પડયો છે. જેને માટે **રાવ**સાહેબ દીલગીરી જાહેર કરે છે. મ્હારા બાપદાદા કહી ગયા છે, કેઃ

બાયડીના બોલ પર વિશ્વાસ કદી કરવો નહિ,
સમજુ જને જોયા વિના પગ કદાપી ભરવો નહિ.
બાંધી ત્હને પણ આંખમાં તો આંસુઓની ધાર છે,
આ પ્રેમ બંધન ગણી **સમજી જવામાં સાર છે.**

ચાલ, બે કલાક પછી કહેશે તો સેવક ત્હને થયેલા અન્યાય માટે, ત્હારા ઉપર ગુજારેલા આ ઘાતકી સીતમ માટે ટોપી ઉતારી (માથે છેજ નહિ) પગમાં પડી માફી માગી લેશે, બસ.

[અંદર મૂકી આવી ઓરડાને તાળું મારી બ્હાર જવા તૈયાર થાય છે.]

બસ બજારમાં જઇને હવે આજની એક રાતને માટે કોઇ અપ-ટુ-ડેટ ડેન્સીંગનો ડ્રેસ ભાડે લઇ આવું. જો આજ કિસ્મતે રંગ જમાવ્યો, અને ઠાકોરસાહેબની એની ઉપર ખાટ્ટી મીઠ્ઠી નજર થઇ ગઇ, તો પીડા ગઇ સમજવી. જ્યારે ત્યારે પણ એનો ધણી હયાત

છે, એટલે મામલો ગંભીર થવાની બ્હીક તો છે જ, તેને બદલે એ ઠાકોરડાને જ ગળે એ પાપ ભેરવી દઇ, સોદો નક્કી કરી, રૂપીઆ કલદાર ગણી લઇ, સીધો લંડન કે પેરીસ જતી સ્ટીમર પકડી લઉં...બસ...પછી...આનંદ...લ્હેર...મોજ...

[ જાય છે–પડદો પડે છે. ]

---

**પ્રવેશ: ૫** **સ્થળ: પટેલનો ઉતારો**

[ **પાત્રો**—ખીમજી–રઘો–ભીખો ]

[ખીમો કપડાના બંડલો સાથે પ્રવેશે છે.]

**ખી**—કાકા, ઓ કાકા, ક્યાં મરી ગયા ?

**ર**—(પ્રવેશ) આઇવો દીકરા ખીમા, આઇવો...શું કહે છે ? શું ખબર લાઇવો ? તારી કાકી તો જીવે છે કની ? હું રંડાયો તો નથીને ?

**ખી**—ભગવાન ચાર હાથનો ધણી મ્હારા કાકાનું સૌભાગ્ય અખંડ રાખે. કાકા, તમારી કાકી...અરે ભૂલ્યો...મ્હારા કાકી છે તો જીવતા, પણ લગભગ મુઆ જેવા...સેંકડે નવ્વાણું ટકા યુઝલેસ...

**ર**—એટલે...એટલે...**ખીમા**, હું ન સમજ્યો...

**ખી**—સાંભળો. નવી કાકી **રાવસાહેબ** નામના એક મુંબઇના મવાલીના હાથમાં ફસાઈ પડયા છે.

**ર**—તો ફોજદારી કરીએ. દીકરા, એમાં શું ? હિંમત રાખ...એ **રાવસાહેબ**ના બાપથીય હું ડરી જાઉં એમ નથી.

**ખી**—નહિ...નહિ...

**ર**—ત્યારે શું દીવાની કરીએ ?

**ખી**—દીવાનીએ નહિ ને ડાહીએ નહિ.

**ર**—ત્યારે તું કહેતો હોય, તો સીધો હાઇકોર્ટમાં દાવો માંડું. ઠેઠ પીરવી કાઉન્સીલ સુધી પહોંચી જાઉં...અરે ગવંડર સુદ્ધાં મને સારી રીતે ઓળખે છે.

**ખી**–બસ, હવે જરા મુંગા મરો, ને ભેજું ઠેકાણે રાખો. આ સવારથી સાંજ સુધી આખા મુંબઇના પ્રખ્યાત અને પંકાયલા પૂણ્યમંદિરોના પગથીઆં પાવન કર્યાં પછી અને કપાળેથી ખાસ્સો પોણો મણ પરસેવો ઉતાર્યા બાદ સેવક કાકીનો પત્તો મેળવવા ભાગ્યશાળી થયો છે.

ર–અને તેને માટે હું તને શાબાશી આપું છું.

ખી–(સ્વગત) એ તો હું જાણતો જ હતો, કે તમારા જેવા મખ્ખીચૂસ અને બેકદર બીજું આપવાના જ શું હતા?

ર–પણ એ છે કયાં? ને કરે છે શું? એ તો જરા જણાવ.

**ખી**–નાચે છે, કુદે છે, ખાય છે, ને ગાય છે.

તાન ધીમ...તાન ધીમ...તાન ધીમ ધીમ...ધીમ.
મોરે સરપે ગગરીયાકા ભાર...
કાના ઉતાર...ઉતાર...ઉતાર...
થેઇ થુમ...થેઇ થુમ...થેઇ થન...ન...ન...ન...થુમ.

એ ધંધાની પ્રેકટીસ કરી રહ્યા છે. (એકટીંગ સાથે નાચી બતાવે છે.)

ર–તો શું ત્હારી કાકી વંઠેલ વેશ્યા થઇ ગઇ?

**ખી**–હાં...હવે સમજ્યા તે ખરું...

કાકી રૂપાળી આજ રૂપાજાન થઇને ગાય છે,
કીર્તિ તમારા બાપની લીલામ આજે થાય છે.
ફરિયાદ કરશે। તે। વળી પૂરેપૂરી પંચાત છે,
સાંભળો છો શું? કાકા (આ) **સમજવાની વાત છે.**

ર–અરે પણ અલ્યા આ નાક !

**ખી**–હિંદુસ્તાનના લોકોને એ રહ્યું છે જ કયાં? (અને તેમાંય વળી નાટકવાળાઓને નાક !) ઈ બાપૂ, ઈ તો નાકની નોક ને મૂછના બાલના દી વઈ ગયા...વઇ...

ર–અરે પણ ત્યારે એને અહીંઆ મૂકી દઇને તે કંઇ ગામમાં જવાય ?

**ખી**–એને માટે સેવકે એક યુક્તિ આગળથી ગોઠવી રાખી છે.

ર–બતાવ, બતાવ, ત્યારે...તે વળી શું છે?

**ખી**–જુઓ, જાણે કે હું કાકીને મળીને એ મુંબઇના મવાલીને કેમ મ્હાત કરવો તેની બધી યુક્તિ સમજાવતો આવ્યો છું. અને એ અહંગ ઉઠાવગીરને ઇનામની લાલચ આપી આજ રાત્રે આપણે અહીં રૂપાના જલસાને માટે આમંત્રણ આપતો આવ્યો છું. તમારે આમાં હીઝ હાઇનેસ સમશેર બહાદુર ૧૦૫ શ્રીમાન **રાઘવસિંહ** સરકારનો પાઠ ભજવવાનો છે, અને મ્હને આપનો ખાનગી સેક્રેટરી સમજવાનો છે. શું સમજ્યા?

રાજા તમે મ્હારા થજો પરધાન થઇશ હું આપનો,
પાણી નહિ બતલાવું આજે હોઉં જો એ બાપનો.
તૈયાર થઇ જઇએ હવે...આજે કતલની રાત છે,
આ છોકરાંના ખેલ નહિ પણ **સમજવાની વાત છે**

ર—પણ બચ્ચા, હું રાજા થઇશ, અને ત્હારી કાકી મ્હારી આગળ મુજરો કરશે ?

ખી—ઓયસ...બાપૂના દરબારમાં કાકી સાહેબનો આજ જલસો જામશે. હું આપને આંખની ઇશારત કરીશ, અને તમે પહેલવહેલાં તો એ મવાલીને એક બે જાગીર બક્ષીસ કરી દેજો. અને પછી રૂપાળીબાને ઇનામ માગવા કહેજો. એ જ્યાં પોતે ફરિયાદ કરી, રાવસાહેબ ઉપર આરોપ મૂકે, ને આપની પાસે ન્યાય માગે, ત્યાં તમારે એકદમ હાસ્ય રસમાંથી વીર રસ અને શૃંગાર રસમાંથી ક્રોધરસમાં ભુસ્કો મારી, બહાદુરીથી બે ડગલા આગળ વધી સરરર કરતી તલવાર ખેંચી કાઢી એની ઉપર ધસી જવું. હું વચ્ચે પડીશ, અને આપને સમજાવીશ, પણ તમારે ખેંચતાણ કરવી આટલું થયું એટલે પછી બસ...

ર—શું બસ ? માફી આપવી ?

ખી—નહિ નહિ. કહેવું કે ગુન્હેગારનો ગુન્હો ગંભીર સાબીત થાય છે. અને તેથી ઇંડીયન પીનલ કોડ નંબર સાતસો સાડા સત્તાવન કાયદો પહેલો કલમ છેલ્લી મુજબ હું એને શિક્ષા ફરમાવું છું કે...પછી તમારે ફાવે તે જન્મ દેશનિકાલ, કાળાપાણી કે ફાંસી...જે ઠોકવું હોય તે ઠોકયા રહેવું. છેવટ હું એની તરફથી દયાની અરજી કરીશ, અને તમારે તે મ્હારે ખાતર મંજૂર કરવી. સમજ્યાને ?

ર—અને કદાચ પલાન (plan) પકડાઇ ગયો તો ?

ખી—તો પછી હું છું ને એ છે. બધું મ્હારે માથે...

ર—વારૂ...પછી...પછી...

ખી—પછી બાપૂને ઘણી ખમ્મા...ઘણી ખમ્મા ..( નીચો વળી સલામ ભરે છે. )

ર—અરે વાહરે અલ્યા, તુંય કંઇ ખીલવા લાગ્યો છેને ?

ખી—ત્યારે...અરે મ્હારો રૂઆબ તો તે વખતે જોજો...તમે મ્હને ધારો છો શું ? હેં કાકા, તમે મ્હને સમજો છો શું ?

ર—માણસ.. જીવતું ને જાગતું...બે ટાંટીઆ બે કાન ને બે આંખોવાળું માણસ. વળી બીજું શું ? કંઇ જનાવર થોડું ધરાવાનું હતું ?

ખી—શું બોલ્યા ? હજુ આ મી. ખીમાભાઇને તમે ઓળખ્યા નહિ ? અરે એ તો શું કરું કે મ્હારા બાપાએ મ્હને બે પાંચ ચોપડા અંગ્રેજીના નહિ ફડાવ્યા, બાકી આ સેવક મુંબઇનો ગવરનર નહિ થતે ગવરનર...શું સમજ્યા ? સમજવાની વાત છે.

ર—હા...હા...પણ કોણ ના પાડે છે ?

ખી—અને ગવરનર નથી થયો, નહિ તો હિન્દુસ્તાનને અને એ (ગાંધી) ધોળી ટોપીવાળાઓને એક તો શું પણ સો—હજાર—લાખ માગે એટલા બસ સવરાજ...સવરાજ...સવરાજ આપી દેતે, શું સમજ્યા ?

ભણ્યો નથી તોયે બધાને ઉંધા ભણાવું એવો છું.
તમે જ વિચાર કરોને કાકા, ભત્રિજો હું કેવો છું ?
ડોક્ટર થયો જો હોત તો દુનિયામાં જીવવા કોઇને દેતે જ નહિ,
ને વકીલ થયો હોત તો મારા અસીલનું નામ કોઇ લેતે જ નહિ.
જન્મ્યો તેની પણ અગાઉથી ઇશ્વરના ચારે હાથ છે.
એ બીડીયાં પછી ફુંકો કાકા આ **સમજવાની વાત છે.**

[ રઘાપટેલ બીડીનું ઠુંઠું સળગાવે છે, તે ઉડાડી મૂકે છે. ]

ર—હા...હા...દીકરા, પણ હું ઇ કાં ના પાડું સું...ઈ **વચારવાની વાત સે.**

ખી—એમ ત્યારે...ઠોકો તાળી.

ર—(તાળી આપતા) જીવતો રહે દીકરા જેઠ મહીના સુધી, ને આશિર્વાદ દે ત્હારા કાકા–કાકીને કે એમને ઘેર ત્હારા જેવો બતરીસ લક્ષણો દીકરો પારણાં બંધાવે.

ખી–તથાસ્તુ ! શુભં કલ્યાણમ્ ભવતુ ! સૌભાગ્યવતા ભવ ! સંતાનવતા ભવ ! સ્નેહવતા ભવ ! વારૂ પણ કાકા......

ર–(બીડીનો ફરી દમ મારતા) બોલો દીકરા...

ખી–આ જાણે કે, આટઆટલું સાહસ કરીને તમને કાકી તો જાણે કે પાછા મેળવી આપું, અને સહીસલામત ચમારગામ પાલેજ પણ મોકલાવી આપું, પણ એમાં મ્હારી શી ભાજી પાકવાની છે ? આ...એની તો વાત કરો...બોલો, સેવકને શી બક્ષીસ મળશે ?

કરીએછ ગદ્ધાવૈતરૂં પણ જશ કદી–મળતો નથી,
કાકા તમારા ભત્રીજાનો દી હજુ વળતો નથી.
હમણા ઉતારો પાઘડી પણ પછાડીથી લાત છે,
આ અનુભવથી કહું ભાઇઓ **સમજવાની વાત છે.**

ર–હા...ઇ મારી હહરી વચારવાની વાત સે. પણ લે, આ મારૂં વચન. જા, તું મને જે ગામનો ઠાકાર બનાવે, આ...ઇ ગામ તને વંશપરંપરા બક્ષીસ...બસ...

ખી–વાહરે કાકા, વાહ.. તમે પણ ઠીક કરી.

ર–જો ખીમા, આ ઇમાં હવે વચારવાની વાત નહિ.

ર–(સ્વગત) મ્હારો બેટો વગર ગામનો રાજા બનવાનો, અને કહે છે કે જાગીર બક્ષીસ. કેમ જાણે ચણાના ઝાડ પરથી જ તૂટી પડયો... (પ્રકટ) એ કાકા, બીજી ત્રીજી જવા દયો. એ ઉઠા ભણાવવાના કોઇ બીજાને...આ ખીમજીભાઇને નહિ. સમજ્યા ?

અહીં તો માથા સાથે કાન સે...ને જીભ સાથે દાંત સે,

ર–ધીરો પડ...દીકરા ધીરો પડ ઇ જરા મારે **વચારવાની વાત સે.**

**ખી**–હા તો...જલ્દી વિચારો નહિ તો પછી મહા ભયંકર ઉત્પાત છે,

ખવાશે નહિ તો ઢોળી નાખીશ, શું સમજ્યા? **સમજવાની વાત છે.**

ર–ત્યારે તુંજ બોલી દે **ખીમજી** તારો શું વચાર સે?

**ખી**–આવતી કાલથી સેવક આપનો **સર્વન્ટ** મીન્સ નોકર મટીને સાચ્ચે સાચ્ચો ભત્રીજો થવા માગે છે, અને આપનો આસિસ્ટન્ટ મેનેજર **થઇને** વેપારધંધામાં વગર મુડીએ બે આની ભાગીદાર થવા ઇચ્છે છે.

ર–શું બોયલો? હું ગામનો પટેલ...ને તું મારો મેનેજર, ને પાછો મારા ધંધામાં ભાગીદાર! જા...જા...હવે...લે...જોયો નહિ હોય તો **મફતીઓ**...કેમ જાણે બાપનો જ માલને?

**ખી**–એટલે! એટલે તમે કહેવા શું માગો છો?

ર–હવે રહે, રહે...કહ્યું ને સાંભળ્યું...બહુ ડાહ્યો મા થા...નહિ તો ભૂખે મરશે.

**ખી**–ઓહ...યુ મી. **રઘાપટેલ**! (દાંત કચકચાવીને) તમે મ્હને સમજો છો શું? ના...ના...હં...તમે તમારા મનમાં **સમજો** છો શું? મ્હારૂં અપમાન...મ્હારી માગણીને ઠોકર...નથી બોલતો ત્યાં સુધી...લ્યો, હું આ ચાલ્યો...(હેટ પહેરીને બીસ્તરો ઉઠાવે છે.) જોઉં છું હવે મ્હારા વગર કાકીને કેવાક લઇને આબરૂભેર ગામની પટલાઈ કરવા પાછા પધારો છો? જોઉં તો ખરો...

[ ચાલવા માંડે છે, ત્યાં રઘો આઈસ્ક્રીમ થઈ જઈ એને જતો અટકાવે છે. ]

ર—અરે ના રે મારા બાપ...મારો ભાઈ કરૂં...મીસ્તર ખીમાભાઇ, ઓ મહેરબાન બુદ્ધિમાન વિદ્વાન ખીમજીભાઇ, મારી ભૂલ થઈ. હું તો અમસ્તો...જરા અમસ્તો...

ખી—છટ્ નોનસન્સ...

આ વીર નરની વીરતાની જેમને કિંમત નથી,
ને એક માખી મારવાની જેમને હિંમત નથી.
બસ જ્યાં અમારી નોકરીનાં સ્હેજ પણ નહિ માન છે,
જેને અમારી લાયકાતોનું જરા નહિ ભાન છે.
કંજુસમાં કંજુસ આવા શેઠીઆની જાત છે,
છે જમાનો આ બેકદર એ **સમજવાની વાત છે.**

ર—અરે એમ શું કરો છો ? ખીમાભાઇ, (સ્વગત) ભાઇઓ, ગરજે ગધેડાને પણ બાપ કહેવો પડે. આ કંઇ મારો સગો ભત્રીજો નથી. મારે ત્યાં નાનપણથી રહેલો નોકર છે. પેટ બદલ વેઠ કરતા કરતા ગયે વરસે જ પરણાવી આપ્યો. પણ અફસોસ ! આજકાલના શેઠીઆઓની લગભગ નવ્વાણું ટકા આબરૂ એમના આવા ઘરના ઘાટી અને નોકરોના જ હાથમાં હોય છે. તમારામાંથી કદાચ કોઈ એ અનુભવમાં અધકચરૂં કે બાકી રહી ગયું હોય, કોઇએ એ સેમ્પલ-નમૂનો નહિ જોયો હોય, તો આ ખુદાબખસ જોઇ લેજો...

ખુશામતથી ખુદા રાજી થાય એવું કહે છે સૌ,
આ જમાનામાં ખુશામત પર ધ્યાન પહેલું દે છે સૌ.
પણ ગરજ સરી કે વૈદ વેરી વાત એ પ્રખ્યાત છે,

ખી—સમજજો મ્હારા મહેરબાનો આ **સમજવા જેવી વાત છે.**

ર—(પ્રકટ) ઓ મ્હોટાભાઇ, ખીમજીભાઇ, પાઘડી ઉતારૂં છું. (હેટને બદલે બોલાઇ જાય છે.) બાપા, કહે તો લાંબો થઇને બે હાથ

જોડીને દંડવત્ પરણામ કરૂં, પછી કંઇ છે? ભલા માણસ, એક ગુન્હો તો ભગવાન પણ માફ કરે છે.

[ લાંબો થઈ પગે લાગે છે. ખીમો હસે છે. ]

**ખી**–ઓલરાઇટ, ત્યારે હવે મ્હારી શરત મંજૂર છે?

**ર**–સોળ આના ને બે પૈ ઉપર વટાવ સાથે. ચક્કરવદ્ધિ (ચક્રવૃદ્ધિ) વીયાજની તેરીખે...

**ખી**–હવે ફરીથી મ્હારૂં આમ ઇન્સલ્ટ કરશો?

**ર**–નારે મારા બાપ. મારા ભોગ લાગ્યા હોય, કે હવે હમણા ફરી આ ગામમાં–તારા રાજમાં તારૂં અપમાન કરૂં. તારૂં નામ પણ મારાથી કેમ દેવાય! તું કોણ?

**ખી**–પ્રાઇવેટ એન્ડ પર્સનલ સેક્રેટરી ટુ હીઝ રોયલ હાઇનેસ ૧૦૫ બિલ્લી બહાદુર શ્રીમાન અક્કલ–બારદાન મહારાજાધિરાજ રાઘવસિંહ...બાપને ઘણી ખમ્મા...(ઝૂકે છે) શું સમજ્યા?

**ર**–બધું સમજી ગયો...ભાઇ, બધું સમજી ગયો.

**ખી**–લાવો ત્યારે, એક સો રૂપીઆની કરન્સી નોટનો ટુકડો ઉદાર દીલે કોથળીમાંથી કાઢી નાખો, જોઉં...

**ર**–સો રૂપીઆ...એટલા બધાને શું કરવા છે?

**ખી**–પાછી પંચાત કરી? આપને માટે સેકન્ડહેન્ડ ફરનીચર ભાડેથી લાવવું પડશે. રાતને માટે મહેફીલ જમાવવાને યોગ્ય સામગ્રીઓ લાવી શણગાર કરવો પડશે. એ બધું કંઇ અમસ્તુ થઇ જવાનું છે?

**ર**–(નોટ આપતાં) ભલે ભાઇ, લે...તું જાણે ને ત્હારો ધરમ જાણે ઇશ્વરને ઓળખીને ચાલજે. હાથે તે સાથે. દુનિયામાં બીજું લઇ પણ શું જવાનું છે? કરશે ઇ ભરશે. આ હવે તો ત્હારે ખોળે માથું છે. જોઇએ તો તાર ને જોઇએ તો માર, બાપલીઆ!

**ખી**–તે માટે આપ બેફિકર રહો. લ્યો, હવે હું બધું ફરનીચર ખરીદવા જાઉં છું. દરમ્યાન તમારે માટે આણેલા આ રાજવંશી કપડા પહેરીને તમે તૈયાર થઈ રહેજો. (બંડલ આપે છે) જુઓ કહેલું નહિ પડે...રાજદરબારમાં કંઇ બારી નહિ મારતા. નહિ સમજણ પડે તો મ્હારી સામે જોજો. મ્હને પૂછજો. મારી સલાહ લીધા વિના, અગર તો મ્હને પૂછ્યા વિના પાણી પણ પીવાની તમને આજથી સખ્ત મનાઇ છે. શું સમજ્યા ? જાવ, પધારો હવે.

**ર**–બહુ સારૂ બાપા, આ ચાલ્યા...પણ અલ્યા, ઉભો તો રહે. આ બધું પહેરવાનું કેમ ? તે તો મ્હને જરા બતાવતો જા.

**ખી**–ઓ યસ...જુઓ...આ અહીં પહેરવાનું...આ સુરવાળ... આ ફેંટો...આ કમરપટો...આમાં આ તલવાર ભેરવવાની...આ ઘરેણાં...બસ પછી નહિ આવડે એ રહેવા દેજો...બાકીનું હું આવીને બરાબર કરી દઇશ. (બધું બતાવે છે) જાવ...હવે જરા દમામથી ચાલો. રાજા થવાના છો, એ યાદ રાખો.

**ર**–હોવે અલ્યા, લાવ હવે અંદર જઇને શણગાર સજી નાખું.

[ જાય છે. ]

**ખી**–હા...હા...હા...હા...હા...બસ હવે બેડો પાર...કાકા પાસે ઓકાવ્યા છે મનમાન્યા કલદાર, અને આવતી કાલથી થઇશું એમના એ આની ભાગીદાર ! બસ પછી મોજ...લ્હેર...આનંદ.

[ જવા જાય છે, ત્યાં અપ-ટુ-ડેટ ડ્રેસમાં ભીખી પ્રવેશે છે. ]

**ભી**–એ જરા ઉભા રહેજો.

**ખી**–ઓ મીસીસ ખીમજી, વેલકમ, વેલકમ માઇ ડીઅર, જો તેં મ્હારૂં કહ્યું માન્યું, અને કાકી સાથે ન ગઇ, તો બચી ગઇ, નહિ તો ત્હારા પણ એજ હાલ થતે.

**ભી**–તે હું કંઇ રૂપાળીઆ જેવી કાચી નથી તો! લ્યો હવે તમને ઇનામ મળશે, તો મ્હને શું અપાવશો? બોલો જોઉં?

**ખી**–તું કહેશે એ. પણ જો...ત્હારે પણ મ્હારી સાથે કાકીને છોડાવવા દાસી તરીકે બાપુને ચમ્મર કરવા આજની રાત ઉભા રહેવું પડશે.

**ભી**–તમે મ્હારી માગણી કબુલ કરશો, તો હુંય તમારી આ વાત કબુલ રાખીશ.

**ખી**–તો બોલી નાખ, જોઉં...ત્હારી શી માગણી છે?

**ભી**–જુઓ સાંભળો...

ભીખી:— *ગાયન—૯

(ઝટ જાવો, ચંદનહાર લાવો...ઘુંઘટ નહિ ખોલુંજી...રાગ)

તમે મોટર એક વસાવો...કે મુંબઇ જોવું છે.
મ્હને ચોપાટી પર લઇ જાવો...કે મુંબઈ જોવું છે.

ખી— તમે શીદને ઉતાવળા થાઓ....................
ધીમે ધીમે હુકમ ફરમાવો....................

ભી:— મ્હને તાજમહાલ હોટલ બતાવો....................
એક આયા યુરોપીઅન લાવો....................

ખી:— દો હા
મ્હારે માટે બોય રખાવીશ, ત્હારે માટે આયા
સાચવશે એ કુમળી ત્હારી રેશમ જેવી કાયા
તું મુંબઇની શેઠાણી ને હું મુંબઇનો શેઠ,
ઠસ્કીઠાઠ થઇ જઇશું જોવા...ઘોડદોડની રેસ
સમજી...ઘોડ દોડની રેસ. (૨)

* આ ગાયન વન્સમોર માટે ઈરાદાપૂર્વક લાંબુ લખેલ હોઇ પહેલી વખત એમાંથી જોઇતો ભાગ ગાવામાં લેવો.

સ્ત્રી:— મ્હને નવાં નવાં નાટકો બતાવો...કે મુંબઇ જોવું છે.
ઓમ્બે સેન્ટ્રલ પર બંગલો બંધાવો.................
એમાં વીજળીના પંખા મુકાવો.................
વળી વાયરલેસ રેડીઓ રખાવો.................
ખી:— શોભે મોટર બંગલાં...હોય પાસે કલદાર
(પણ) સેવકના પોકટમાં...છે ફક્ત આના ચાર...રે...મુંબઇ
સ્ત્રી:— મ્હને ટોકી ફીલમ બતાવો...કે મુંબઇ જોવું છે,

---

( વન્સમોર પડે તો ! )

ખી:— ડરબીની કોઇ સોરટી...નો નંબર લાગી જાય,
તો તો ડીઅર આપણો...બસ બેડો તે પાર થઇ જાયરે...
સ્ત્રી:— ..............................કે મુંબઇ જોવું છે.
મને ફેન્સી બ્લાઉઝ અપાવો કે.................
ખી:— વિલાયતી લુગડાં નહિ...હવે વસાવાય ડાર્લીંગ,
કારણ કોંગ્રેસ મૂક્યું...એની ઉપર પીકેટીંગ રે...
..............................કે મુંબઇ જોવું છે.
સ્ત્રી:— મ્હને માહીમની ખાડી બતાવો.................
તો પછી છોડો વ્હાલમા...તમેય પટલુન કોટ,
નહિ તો વાનર સૈન્ય સૌ...કરશે તમારો બોયકોટ રે...
..............................કે મુંબઇ જોવું છે.
ખી:— પંજા પર અજમાવું છું...આજ નસીબનો ખેલ,
પાકે તો (જો) મોટર નહિ...પછી મંગાવું એરોપ્લેન રે...
..............................કે મુંબઇ જોવું છે.

ગોવાની કોઇ લોટરી...જો લાગે મ્હારે કપાલ,
પછી મુંબઇ મુંબઇ શું કરે...આપણે જઇએ પેરીસ કાલરે...
...........................કે મુંબઇ જોવું છે.
હર હાઇનેસ થાકી ગયા...હવે માફ કરો સજ્જન,
વન્સમોર જો પાડશો...તો મ્હારી બીખીના સોગન રે
...........................કે મુંબઇ જોવું છે.

---

**પ્રવેશ: ૬** **સ્થળ: રાજદરબાર**

[ પાત્રો—**રઘો–ખીમો–બીખી–રાવ–રૂપાળી** ]

[ ઠાકોરના પોશાકમાં રઘાપટેલ અને તેની પાછળ સેક્રેટરી ખીમજીભાઈ ભાડુતી રસાલા સાથે એકની પાછળ એક પોલીસ પલટણની માફક પગલાં ભરતા દમામભેર દાખલ થાય છે. ]

**ગાયન–૧૦ ( કોરસ )**

**રઘો:**— રાજા બન્યો છું રાજા...હું વગર ગામનો રાજા,
વગડાવો ઢોલ નિશાનો...વગડાવો આજે વાજા,
**ખીમો:**— દારૂના પીપ મગાવો...ગોહરના નાચ નચાવો,
ભાડુતી લશ્કર લાવો...ભાડુતી ઠાઠ જમાવો...રાજા
**રઘો:**— આ ચકચકતી તલવારો (પતરાની) હીરામોતીના હારો,
છે વફાદાર છડીદારો...( એકેક આનાના )
**ખીમો:**— .....................ખમ્મા બાપૂને ખમ્મા...રાજા
ટેક્રો { ભાડુતી ફરનીચર પડદા...ભાડુતી આ વાજા
ધાર વગરની તલવારો આ...રાજ વગરના રાજા...રાજા

---

[ દાસીના વેશમાં પંખો લઈને ભીખી પ્રવેશે છે. ]

ખી—( સ્હામે જઇ સન્માનથી તેડી લાવી સિંહાસન પાછળ ઉભી રાખતા ) અહીં ઉભી રહેજે, અને જે થાય તે ગૂપચૂપ જોયા કરજે.

ર—અલ્યા ખીમા, આય રૂપાળું બૈરું અહીં કોનું પકડી લાવ્યો ?

ખી—એ કાકા, દાનત સાફ રાખજો, ને આંખ જરા આમ મ્હારી તરફ રાખી આમ આવો. હું આપને એવણની સાથે ઇન્ટ્રોડ્યુસ કરાવું છું...( લઇ જઇ શેઇકહેન્ડ કરાવે છે ) જુઓ, આય છે ને તે...આ તમારા માનવંતા સેક્રેટરી મી. ખીમજીભાઇના ઘરવાળા ઉર્ફે લેડી ભીખાવંતી છે. અને એવણ આજના આ દરબારમાં બાપૂને ચમ્મર ઢોળવાના છે, અન્ડરસ્ટેન્ડ ?

બાપૂ બન્યા બહાદુર હવે સિંહાસને બિરાજજો,
દીલ ચાહ એવા આજ સેવકને હુકમ ફરમાવજો.
તૈયાર તાબેદાર આ આજ્ઞા તમારી પાળવા,
હુંશિયાર રહેજો તમે પણ બદલો તમારો વાળવા.
ઉંડા કુવામાં આપણો (આ) જીવલેણ જંપાપાત છે,
હિંમત બરાબર રાખજો...આ સમજવાની વાત છે.

ર—ફિકર નહિ, ફિકર નહિ, દીકરા ખીમા...

ખી—ઢેમ...હવેથી ધ્યાનમાં રાખો, કે તમે ફુલપાડાના ઠાકોર છો, અને હું તમારો સેક્રેટરી છું. જરા માન અને વિવેકથી વાત કરવાની પ્રેક્ટીસ પાડો. નહિ તો કંઇ બાફી મારશો તો ભાંગરો વટાઈ જશે ને તમારી એ હવેલી (કાકી) પાછી અપાવવા જતાં ક્યાંક હું મ્હારી આ ગુજરાતને (ભીખી) ગુમાવી બેસીશ.

**ર**—ઓલ...રેટ...મી. **ખીમજીભાઇ**, બધું તૈયાર છે ? (રાજાની અદબથી બોલે છે. )

**ખી**—(સલામ ભરીને) બાપૂને ઘણી ખમ્મા...તમામ તૈયાર છે, આપ હવે સિંહાસને ગોઠવાઇ જાવ એટલી જ વાર છે.

**ર**—આ ગોઠવાઇ ગયો, લેને ! એમાં મ્હોટી શી ધાડ મારવાની છે.

**ખી**—હવે થોડી સૂચનાઓ આપું છું, તે ધ્યાનમાં રાખો. જાણે કે નાચગાન પૂરા થાય, કે તમારે પેલા મવાલીને એક ગામનો ગરાસ બક્ષીસ કરી દેવો, એટલે એ એકાદ બીજી ચીજ ગવાડશે. ત્યાર બાદ તમારા રૂપાજીનને..."ત્હારી ઇચ્છામાં આવે એ માગી લે..." એમ કહેવું. એટલે પછી હું એને આંખ મારીશ, એ તમારી આગળ ન્યાય આપવા ફરિયાદ કરશે. તમારે નહિ સમજણ પડે તો મ્હને બેધડક પૂછતાં રહેવું. અને વખતોવખત મ્હારી કીમતી સલાહનો ઉદારતાથી ઉપયોગ કરતાં રહેવું. ત્યાર બાદ તમારે એ મવાલીને એકદમ ખીજવાઇને ફાંસી કે કાળાપાણીની જ સજા ઠોકી દેવી જરા એક બે વાર અમસ્તા અમસ્તા તલવાર પણ ખેંચી કાઢીને ઉભા થઇ જવું. શું સમજ્યા ?

રાજા થયા છો તો હવે હુંશિયારી પૂરી રાખજે,
ભલા પડો ત્યાં તુર્ત તીરછી નજર અહીંઆ નાખજે.

**રવા**— એ લાજ મ્હારી બાપલા... બધીય ત્હારે હાથ છે,
**ખીમ**— તેથી જ કહું છું સમજજે આ **સમજવાની વાત** છે,

[ સિંહાસને બેસી હોકો ગુડગુડાવવો શરૂ કરે છે. ]

**ખી**—લ્યો, ત્યારે હવેહું બ્હાર જઇ કાકીસાહેબને તેડી લઉં છું.
**ર**—પણ અલ્યા, અરે ભૂલ્યો...મીસ્ટર **ખીમજીભાઇ**...

ખી—જી...જી...જી...બાપૂ...સરકાર...નામદાર...

ર—મ્હારા દરબારીઓ ક્યાં છે?

ખી—ચમારગામ પાલેજમાં છે. (ખીજવાઇને) બેસતા હોય તો બેસો...હવે...આ તો ખાનગી...ઇમીટેશન...રોલ્ડગોલ્ડ...ટેમ્પરરી... એટલે કામચલાઉ દરબાર છે, સમજ્યા? જરા સમજો...

ભાકુતી આ તાજ છે, ને ભાકુતી આ રાજ છે,
રઘા— આ ઇ હાચું કહ્યું દીકરા...ઈ વચારવાની વાત સે.

[ બહાર જાય છે. થોડી વારે ઉસ્તાદ રાવસાહેબ પેટ ઉપર નરઘાં બાંધી નાચનારીના વેશમાં રૂપાજાનને લઈ પ્રવેશે છે. બંને ખીમજીના કહ્યા મુજબ રઘાને સલામ ભરે છે. ]

ખી—(પાસે જઇને) બાપૂ, ઉસ્તાદ આપની આજ્ઞાની રાહ જુએ છે.

ર—(હુક્કાની નળી મોઢામાંથી બહાર કાઢી) કહી દો એમને કે શરૂ કરે...દીકરા...

ખી—(ચીમટી ભરીને કાનમાં) કેમ પાછી વાતડી ચસકી કે? જરા સભ્યતાથી બોલો. આ રાજદરબાર છે, ચમારગામ પાલેજનો દાયરો નથી. સમજ્યા?

જો ફાવે એવું કંઇ બોલ્યા તો બસ પછી બીગડી ગઇ આખાત છે,
જરા ભાન રાખો ભાન...આ..........સમજવાની વાત છે.

( હથોડા ઠોકી સૂર મેળવતાં ઉસ્તાદને પ્રકટ ) હાં...ઉસ્તાદજી, બાપૂ કહે છે, કે હવે તાલ-સૂર મળી ગયા હોય, તો નાચ-ગાનની શરૂઆત થઈ જાય.

રા—અચ્છા જનાબ.

રૂપાઃ—

## ગાયન-૧૧

શોચ લે કાતીલ ન ગમ હો મેરે મર જાને કે બાદ
આદમી પસ્તાતે હૈ હદસે ગુઝર જાને કે બાદ
કરકે વએદા વોહ ન આએ અપને ઘર જાને કે બાદ
હાથ હમ મલતે રહે મૌકા ગુઝર જાને કે બાદ
સર જૂદા હોતે હી ઉસકે લે લીઆ આગોશમેં,
વસ્લકી લૂટે મઝેહ હમને તો મર જાને કે બાદ
કહતે હૈ વહ છોડ દો હરદમ શિકાયત ગયરકી,
હમ ન આયેંગે તુમ્હે દીલસે ઉતર જાને કે બાદ
સચ ન માનેંગે ન માનેંગે વોહ મેરી દાસતાં,
હાં યકીન લાએ તો લાએ મેરે મર જાને કે બાદ
કોઇ સેહ શકતા નહિ મેરે સિવા ઉનકે સિતમ
દેખના પસ્તાયેંગે વોહ મેરે મર જાને કે બાદ
અબ ભી કુછ હૈ બખ્ત બાકી તોબાહી યહાંસે કરો,
વરના પસ્તાવેંગે દુન્યાસે ગુઝર જાને કે બાદ

---

**ર**–આ...હા...હા...હા...કમાલ છે...કમાલ છે...મી. **ખી**મજી !

**ખી**–બાપૂને ઘણી ખમ્મા...

ર–ઉસ્તાદને કહો કે એમના બુલબુલે પરસ્તાનના ટહુકા પર હીઝ હાઇનેસ એકદમ ફીદા...આફીન...કુરબાન થઇ ગયા છે.

**ખી**–લ્યો જનાબ...મી. **રાવસાહેબ**, તુમ્હારા તકદીરકા ફાટક ખુલ ગયા.

**દા**–યે કયસે ભલા ?

ખી–સુનીએ...જયું રોશનીપેં પરવાના અપની જાન કુરબાન–નિસાર કરનેકો તૈયાર હોતે હૈં.. યું ઠાકોરસાહબ આપકા યે નાચ–ગાનપે આફ્રીન...

ર–અરે મી. ખીમજી ?

ખી–જી...જી...જી...બાપુ...નામદાર...સરકાર...

ર–મી. રાવસાહેબને...ઉસ્તાદને...આપણી સોનાપુરવાળી સાતસો વીંઘાની બિલકુલ વેરાન જાગીર લખી આપો, બક્ષીસ કરી દો. તાંબાના પતરા ઉપર વંશપરંપરા લખી આપો, કે બેઠા બેઠા અમનચમન ઉડાવે. અને રૂપાજાનને આપણા દરબારની ખાસ નાચનારી તરીકે મહીને પાંચ હજારનો પગાર બાંધી આપો. (સ્વગત–કાનમાં) કેમ દીકરા ખીમજી, ઠીક રાખું ને ?

ખી–(કાનમાં) દીધે રાખો...કોના બાપની દીવાળી ! (પ્રકટ) લ્યો, મી. રાવસાહેબ, જાગીરદાર થવું છે ને ?

રા–ઠાકોરસાહેબની ગરીબપરવર પર મહેરબાની છે, એટલે બસ.

ર–લ્યો ત્યારે, ઠાકોરસાહેબ આપને વંશપરંપરા સોનાપુરની જાગીર બક્ષીસ કરે છે, અને મી. રૂપાજાનને દરબારની ખાસ ડેન્સર તરીકે મહીને રૂપીઆ પાંચ હજારનો પગાર બાંધી આપે છે.

ર–(ખુશ થતો રૂપાની પાસે જઇ)એક બીજી ચીજ થવા દે... ઉભી છે શું ? (પ્રકટ) કેમ મી. ખીમજીભાઇ, એકાદ બીજી ફાંકડી ચીજ થવા દઉંને ?

ખી–બાપૂ, ઉસ્તાદ એકાદ બીજી ચીજ થવા દેવાની આજ્ઞા માગે છે.

ર–થવા દો, ત્યારે...થવા દો...

**ખી**–(સ્વગત) આ મ્હારા બેટા પટેલને રજવાડીનો (નશો) રંગ ચઢ્યો લાગે છે. જે કામ કરવાનું છે, તેની વાત નહિ, ને કહે છે, કે થવા દયો...(પ્રકટ) હાં ઉસ્તાદ, હવે કોઇ ગુજરાતી ચીજ થવા દો, કે બાપૂને સમજણ પડે.

**રા**–બહુત અચ્છા જનાબ !

રૂપા:— **ગાયન–૧૨**

ફુવ્વારા ઇશ્કના ઉડે...ઉડે સંગીતના જલસા,
શરાબોના ઉડે શીશા...જરા પ્યાલી ભરી લ્યોને—(૩)
× × × ×
બન્યું મસ્તીભર્યું જોબન...બની મસ્તીભરી આંખો,
બની મસ્તીભરી માશુક...જરા મસ્તી કરી લ્યોને–(૩)
× × × ×
છુટે સૌંદર્યના પૂરો...છુટે સંગીતના સૂરો,
છૂટે તીરછાં નયન–તીરો...જીગર ઘાયલ કરી લ્યોને—(૩)
× × × ×
મૃદંગે તાલ બેતાલા...સીતારે સૂર બેસૂરા,
તૂટ્યા આલાપ ને*તારો...તમે સાંધી ફરી લ્યોને—(૩)
× × × ×
અમે ખુલ્લા મુક્યાં કંઠો...તમે ખુલ્લાં મુક્યાં કાનો,
અમે ખુલ્લા મુક્યાં હૈયાં...તમે ચોરી કરી લ્યોને—(૩)
× × × ×
તમે જોઇ રહ્યા છો કે... ગુહ્નો આંખો કરે છે આ,
તમોમાં હોય જો પાણી...નજર કેદી કરી લ્યોને.



[ ખીમજી રઘાપટેલને ઈશારત કરી કામની શરૂઆત કરવા સૂચવે છે. ]

ર–શાબાશ...શાબાશ...રૂપા, કહે ત્હને શું ઇનામ આપું ?

ખી–(આંખના ઇશારાથી સમજાવતા) બોલી જાવ, રૂપાજાન, અમારા ઠાકોરસાહેબ ઉસ્તાદની માફક આપની પણ કદર કરવા ચાહે છે. અને આપ માગો તે આપવા તૈયાર છે.

શા–(કાનમાં) આવી સોનેરી તક ફરી ફરીને નહિ મળે, માટે એમના રાજમહેલમાં જ રહેવાનું માગી લેજે.

રૂ–ઠાકોરસાહેબ, જો આપ સાંભળો તો મ્હારે આપને એક અરજ કરવાની છે.

ર–અરજ ! અને તે ત્હારે ?

ખી–પણ બાપૂ, આપણે એની અરજ ઉપર ધ્યાન આપવાનું તો વચન આપ્યું છે.

ર–બેશક મી. ખીમજીભાઇ, એને કહો, કે જે કંઇ ફરિયાદ કરવાની હોય તે બેધડક રજુ કરે.

ખી–જેવી આજ્ઞા. (રૂપાને) બાઇ, ત્હારે જે કંઇ કહેવું હોય તે ખુલ્લે દીલે કહી નાખ. અમારા ઠાકોરસાહેબ ધારે તે કરવા શક્તિમાન છે. કેમ બાપુ ખરૂંને ?

ર બરાબર છે...બરાબર છે.

રૂ ઠાકોરસાહેબ, હું ગાનારી કે નાચનારી નથી...પણ

ર–(ટટાર થઇને) હેં ! ત્યારે કોણ છે ?

રૂ–એક આબરૂદાર ખાનદાન હિન્દુ ગૃહસ્થની પરણેલી સ્ત્રી છું.

શા–(સ્વગત ધ્રુજતો) મરી ગયા...આ રાંડે શું બારી નાખ્યું... હવે શું થશે ? ( પ્રકટમાં ખીમજીને ) મી. ખીમજીભાઇ, આ...

છે...છે...ને...તે...તમે...ઠાકોર...સાહેબને કહેજો...કે...એનું મગજ ઠેકાણે નથી...

**ખી**–પણ તેમાં આમ તમારા ટાંટીઆ અને જીભ ધ્રુજે છે શાના? મી. **રાવ**, તમે બેફિકર રહો. અમારા ઠાકોરસાહેબ એવા બીજા દેશી રજવાડાની માફક કાચા કાનના નથી. ન્યાયશાસ્ત્રમાં એક્કા છે એક્કા.

**ર**–(બુમ મારે છે) અરે મી. **ખીમજી**?

**ખી**–જી...જી...જી...બાપૂ, સરકાર, હાજર છું નામદાર!

**ર**–આ રૂપા શું કહે છે? હિન્દુ સ્ત્રી! અને તે પણ પાછી પરણેલી! સાંભળ તો ખરો...

**ખી**–આ...ઇ વચારવા જેવી વાત સે. બાપૂ!

**રૂ**–સાહેબ, હું ચમારગામના પટેલની સ્ત્રી છું. મ્હારા ધણી સાથે મમત કરીને મુંબઇ જોવા આવી, અને ભૂલી પડતા આ હરામખોર મવાલી મ્હને ફસાવીને લઇ ગયો. હવે મ્હારી પાસે એ બળાત્કારે આવો નીચ ધંધો કરાવે છે. મહેરબાની કરી મ્હને ન્યાય આપો. આપ રજપૂત છો, વીર છો, અબળાઓનું રક્ષણ કરવું એ આપનો ધર્મ છે. તો મ્હારો આ પાપીના હાથમાંથી ઉદ્ધાર કરો.

**રા**–(સ્વગત) બાર વાગી ગયા દીકરા **રાવ**, આ તો ત્હારે જાગીર લેવા જતાં ઝુંપડું ખોવાનો વખત થયો.

**ર**–(ઉભો થઇને–સક્રોધ) જુલમ...ગજબ...સીતમ...**ખીમજી**!

**ખી**–જી...જી...જી...આવ્યોજી...બોલોજી...ફરમાવોજી...

**ર**–આ હું શું સાંભળું છું? એક હિન્દુ સ્ત્રીની ઇજ્જત ઉપર ધોળે દિવસે ધાડ! ઉફ...ક્યાં છે એ ઉસ્તાદ?......

**રા**–જી...જી.....જી (તૂટતી જીભે) ઠ...ઠા...ઠાકોર સાહેબ...એ એ...તદ્દન...જુ...જુઠું બોલે...છે.

ર–(રાવને ખભામાંથી પકડીને) ચૂ...પ...બદમાશ...એક નિરાધાર...હિન્દુ...સ્ત્રી...ઉપર ત્હારા જેવા હરામખોર શયતાન... મુંબઇના મવાલી...આવા અત્યાચાર કરે, અને આ રાજપૂતનો દીકરો જોયા કરે...હેં ખીમા!

ખી–હરગીજ નહિ, બાપૂ, હરગીજ નહિ.

ર–શું તમે મવાલીઓ, ગુંડાઓ, બદમાશો, એમ સમજો છો, કે અમારી ઠાકરડાઓની તલવારોના પાણી હવે ઉતરી ગયા છે? ભાજીખાઉં ધોતીઆદાસ હિંદુઓમાંથી તેમની મા–બ્હેનોની ઇજ્જત ઉપર ભરબજારે થતા આવા અત્યાચારો સ્હામે મર્દાને પડી મરી ફીટવાની શક્તિ મરી ગઇ છે? તમે મવાલીઓ...લોફરો...તમારા મનમાં સમજો છો શું? હેં...ખીમા, આ હરામખોરો એમના મનમાં સમજે છે શું?

ખી–ધીરા પડો...બાપૂ, ધીરા પડો...ઉશ્કેરાવાની કશી જરૂર નથી. રાવસાહેબ પોતાની ભૂલ કબુલ કરે છે, અને આપની...(કાનમા રાવને) કેમ ખરૂંને? નહિ તો જીવવાનો બીજો રસ્તો નથી.

રા–હા...ભાઇસાહેબ...હા...ખીમજીભાઇ, તમારી ગાય છું.

ર–તું ખસી જા...કહું છું, કે ખસી જા. બસ...એવું થાય છે, કે મારી નાખું, કાપી નાખું, જીવતો નહિ છોડું. મ્હારા દીકરાને...

[ કટાયલી તલવાર ખેંચી કાઢી ધસે છે. રાવ થરથર ધ્રુજે છે. ]

ખી–શાન્ત...બાપૂ...શાન્ત...

ર–શાન્ત! શાન્તિ કેવી હોય? અધધધધ...ઓહ...ખીમજી!

ખી–જી...બાપૂ! નામદાર!

ર–મ્હારો વીરરસ છલકાઈ જાય છે. રૌદ્રરસ ઉભરાઇ જાય છે. આંખોમાં ભગવાન પરશુરામ અને જમદગ્નિનો ભયંકર ક્રોધરસ

છલકાય છે. દીલમાંથી આતશના ગોળા છૂટે છે. મ્હારાથી હવે નથી રહેવાતું. તું ખસી જા...નહિ તો એને સમજાવ, કે હજુ પણ જીવવા માગતો હોય તો સાચેસાચું ભસી મરે. (કાનમાં) કેમ ખીમા, બરાબર છેને ?

**ખી**–(કાનમાં) હાંકે રાખો...એમજ...એમજ...જુલાબની ગોળી અકસીર નીવડી છે. (પ્રકટ) રાવસાહેબ, હવે જો હાકાર સાહેબના કોપમાંથી ઉગરવું હોય તો સાચેસાચું કહી ગુન્હો કબુલ કરી માફી માંગો.

**રા**–(હાથ જોડી આગળ વધતા) એ બાપૂ, એ ભૂલી પડેલી હતી...હું એને બળાત્કારથી નહિ પણ એની રાજીખુશીથી...

**રૂ**–મુએેા તદ્દન જુઠું બોલે છે. ચોરી પર સીરજોરી ! હાય હાય ! પ્રભુ ત્હારા વગર હવે મ્હારો બેલી કોણ થશે ?

**ર**–હું થઇશ, સુંદરી, તું બેફિકર રહે. ખીમજી...(બુમ મારે છે)

**ખી** શ્રીમાન ! મહેરબાન ! નામદાર ! (સલામ કરે છે.)

**ર**–હજુ એ સાચ્ચું નથી ભસી મરતો. બસ, એને લઇ જાવ. હું પોલીસ સુપરીન ઉપર ચિઠ્ઠી લખી આપું છું. અને અત્યારે ને અત્યારે ગવરનરની એકદમ શુ મુલાકાત લઉં છું, અને એક પારકી પરણેલી અને વળી પાછી આબરૂદાર ઔરતનું ધોળે દહાડે અંગ્રેજ સરકારના રાજમાં હરણ કર્યું છે, અને અનીતિને રસ્તે ચઢાવવા અત્યાચાર ગુજાર્યો છે. તેને માટે મનુષ્ય–હરણ, આબરૂ–હરણ, ધર્મ–હરણ અને સાથે મ્હારી પોતાની લાગણી દુખવવાના આરોપો માટે ફાંસી નહિ તો પછી જન્મ દેશનિકાલ કે કાળાપાણીની સજા કરાવું છું. લાવ, મ્હારો પેશીઅલ (સ્પેશીઅલ) રાજવંશી પોશાક લાવ...મ્હારી મોટરગાડી જોડાવ...ચાલ, હું હમણા ને હમણા આ સ્ત્રીને લઇને જાઉં છું.

રા—(ખીમાને) ભાઇસાહેબ, તમે એમને સમજાવો. હું ગરીબ માણુસ નકામો માર્યો જઇશ. તમારે પગે પડું છું. મ્હારે તો તમારી જાગીરે નથી જોઇતી, ને આ બાયડી પણ નથી જોઇતી. જેની હોય એને શોધીને આપી દયો. હું આજથી એને મા—બ્હેન જેવી ગણી પાણી મુકવા તૈયાર છું.

ખી—(કાન પકડીને) હવે ફરી કોઇ દિવસ આવા ધંધા કરશે?

રા—કોઇ દિવસ નહિ, બાપા!

ર—કેમ કેટલી વાર...ખીમજી!

ખી—બાપૂ, ગુહ્નેગાર ગુહ્નો કબુલ કરી આપની પાસે દયાની ભીખ માગે છે. (રાવને) પગે પડ...પગે પડ...(રાવ પગે પડે છે) ચાલ, બાપૂને પગે પડ...સાત વાર જમીને નાક લગાડ. ઉભો થા... કાન પકડીને દસ ઉઠબેસ કર.

રા—(તમામ કરે છે) આટલી વાર દયા કરો, માબાપ!

ખી—જવા દયો, બાપૂ, જવા દયો. ગરીબ માણસ છે. વળી ખાનદાનનું સફરજંદ છે.

ર—ખાનદાનનો દીકરો છે. તેથીજ આવા ધંધા કરે છે, કેમ?

ખી—એ તો પાપી પેટને માટે...બાપૂ, બાકી આજકાલ આવા જેન્ટલમેનોના પોશાકમાં જ લોફરો છૂપાયલા હોય છે. હોય! છોરૂં કછોરૂં થાય, કંઇ માવતરથી એવું થવાય?

ર—એને કહે, કે પગે પડે એને...એની માફી માગે...એને મા કહે...

રા—(રૂપાને પગે પડતા) મ્હારી માવડી! મ્હને માફ કર... મ્હારી ભૂલ થઇ. હવેથી દુનિયાની તમામ સ્ત્રીને મા—બ્હેનની નજરથી જોવાના સોગંદ ખાઉં છું.

ખી—ચાલ જા, હવે જોજે, ફરીથી એવું ન કરતો.

ર–(તલવાર મ્યાન કરતા) જા, કાળું કર અહીંથી ત્હારૂં એ તો મી.ખીમજીની શરમથી...એવણ વચ્ચે પડયા છે, તો એમના શબ્દોનું માન રાખીને ત્હને જીવતો જવા દઉં છું. સમજ્યો દીકરા ? નહિ તો કાળાપાણીએ જ ધકેલી દેત. જેન્ટલમેનના દીકરા થઇને આવા લોફરના કામ કરો છો ? શરમ છે...

રા–(સ્વગત) જાગીર અને આ જગદંબા બંને જતાં પણ જાન બચી...એજ પાડ !

[ રાવ પાછળ પગ ભરતો ભરતો પલાયન થાય છે. ]

ખી–હા...હા...હા...હા...કેમ કાકા, કેવી કરી ?

ર–આખર કરી...આખર કરી...દીકરા મ્હારા...ત્હારી અક્કલની બલિહારી તો કોઇ ઓર છે.

ખી–કેમ કાકીસાહેબ, હવે આપનો શો વિચાર છે ? મુંબઇના હવાપાણી ખાવા છે, કે બસ...ચમારગામ પાલેજ પાછા ફરવું છે ?

રૂ–ખીમજી, મ્હને માફ કર. હું ભુલી. હવે હું કોઇ દિવસ મુંબઇ આવવાનું નહિ કહું.

ખી–આવવાની વાત જ કયાં છે ? એ તો ચમારગામની માફક માથામાં પવન રાખી એકલા ફરવા નીકળ્યા, તેનું જ આ પરિણામ છે. લ્યો કાકાસાહેબ, હવે એ તાજ અને તલવાર લાવો...પાછા સોંપી દયો...અને જણાવો કે આપનો શો વિચાર છે ? મુંબઇની મોજ ચાખી કે હજુ બાકી છે ?

ર–(તાજ અને તલવાર છોડી આપતા) બસ...ભાઇ, બસ... પહોંચી ત્હારી મુંબઇની જાત્રા ભગવાન સાતે અવતારમાં આ જગ્યા નહિ બતાવે.

ખી–ત્યારે હવે કાકીને લઇ ચાલશું પાછા ચમારગામ પાલેજ ?

ર–ઉભો રહે...થાય છે. મ્હને જરા એની ખબર તો લેવા દે. (પાસે જઇને) કાં ઠકરાળા, આવા ઇજ્જતના લીલામ કરવાને મુંબઇ આવવું હતું, કેમ ?

રૂ–(પગે પડે છે) મ્હારી ભૂલ થઇ. હવે હું કોઇ દિવસ નહિ કહું.

ર–ઠીક છે, ઠીક છે, ગામમાં તો ચાલ. ઘેર પહોંચ્યા પછી ત્હારી વાત. નાક કાન કાપીને ઉંધે ગધેડે બેસાડીને આખા ગામમાં નહિ ફેરવું તો મ્હારૂં નામ રઘોપટેલ નહિ...હા...

રૂ–(ખીમાને) ભાઇ ખીમજી, તું ત્હારા કાકાને મ્હારી વતી આટલી વાર નહિ સમજાવે ?

ખી–અરે પણ કાકી, તમે એમાં આમ ગભરાવ છો શા માટે ? તમને ગધેડે બેસાડવાની એમનામાં હિંમત હોય, એમ તમે માનો છો ખરા ? અને કદાચ એવું કંઈ કરે તોય એમાં એમના જ બાપની આબરૂ વધે એમ છે. એ તો અહીંઆ છે ત્યાં સુધી જ આ બધી દમદાટી છે. ત્યાં ગયા પછી પાછા એજ પોચ્યા માખણ જેવા રઘાભાઇ. અને આ બધા પ્રતાપ કોના છે ? આ સેવકના...બાકી એમનામાં શું મીઠું બળ્યું હતું, કે એ તમને આ મુંબઇની કમાનમાંથી શોધી કાઢી આવા **મુંબઈના મવાલીના** હાથમાંથી પાછા મેળવે. એ તો ત્યાં પહોંચતાં જ તમે પાછા લઇ બેસજોને...એટલે ઢીલાંઢચ થઇ જશે. (કાકા) લ્યો કાકા, હવે બોલ્યું–ચાલ્યું માફ કરો, એમના વતીની હું માફી માગી લઉં છું.

ર—ખીમા, અમારી ધણીધણીઆણીની વાતમાં ત્હારે વચ્ચે બોલવું નહિ. હું ત્હને સાફ ના પાડું છું. નહિ તો પછી ત્હારે ને મ્હારે તકરાર થશે. હા...

ખી—ઓ આબરૂદારના દીકરા, કહું છું કે સમજી જાવ...સમજી જાવ...નહિ તો પેલો તમારો બાપ ગયો છે, તે એના બીજા મવાલી

ગોઠીઆઓને લઇને અહીં આવી ચડશે, તો આ બધીય હુંશિયારી એમની એમ રહી જશે. એના કરતા સીધા સીધા સમજીને હવે ઘર ભેગા થઇ જાવ.

આ પૂરતાં પાણી વગર ઐરી કદી કરવી નહિ,
હિંમત વગર મુસાફરીની હામ પણ ભરવી નહિ,
આ એકલા જવું ને એકલા આવવું એના જેવું કંઇ નહિ,
આ ઘરડાવરડા કહી ગયા છે કે બાયડી કોઇની થઇ નહિ,
આ ભાયડે ભાયડા નીકળીએ એમાં નહિ પંચાત છે,
પણ બાયડીને લઇને નીકળવું...................
[ ને તે પણ પાછું મુંબઇ જેવા શહેરમાં. ]

**રઘો—**........................ઈ જોખમભરેલી વાત સે,
**ખીમો—**........................કાન પકડવાની વાત છે.

આ ગાંડુ ગાંડુ પણ આપણું ગામડું સારૂં...શહેરમાં આ બધો ઉત્પાત છે,
આ શહેર કરતાં ગામડું સારૂં...શું સમજ્યા ? **આ સમજવાની વાત છે.**

લ્યો, બાપૂ, વરકન્યાના હસ્તમેળાપ કરાવી આપ્યા, હવે ગોર મહારાજનું કબૂલેલું દાપું ચૂકાવી દ્યો, માબાપ ! જે કંઇ દક્ષિણા આપવી હોય તે...

**ર**—ઘેર જઇને દીકરા, ઘેર તો ચાલો.

**ખી**—ના ભાઇસાહેબ, એ ઉધારની વાત નહિ. નહિ તો હમણા જ પાછો જઇને પેલા મવાલી આગળ બધો ભેદ ફોડી દઇશ.

**ર**—અરે પણ લે આ મ્હારૂં વચન...ત્હારે ગળે હાથ...અલ્યા, ત્હારી કાકીના સોગન...બસ હવે...ત્યારે શું ભલા માણુસ...એમ જરા તો વિશ્વાસ રાખ.

**ખી**—એ કાકા, વિશ્વાસ રાખવાનો આ જમાનો જ ક્યાં છે ? આ બહુ વિશ્વાસ રાખીએને, તો તમારા જેવી દશા થાય.

વિશ્વાસ તેમજ વીરતાના જમાના એ વહી ગયા.
આ છળકપટ ને જીભના નાટક-તમાસા થઇ રહ્યાં.
આજે કરે નહિ દીકરો વિશ્વાસ સગ્ગા બાપનો,
ને કાકીનો તમને નથી...તો મ્હને ક્યાંથી આપનો ?
ગરજ સરી કે વૈદ વેરી વાક્ય એ પ્રખ્યાત છે,
આ તરત દાન ને મહા પુન...એ **સમજવાની વાત છે.**

**ર**-(કોથળી છોડી પૈસા આપતા) લે ભાઇ, લે...આ ત્હારૂં ઇનામ. હમણા આટલેથી સંતોષ પકડ...બાકીનું કહ્યું છે તેમ ત્યાં ગયા પછી...

**ભી**-(લઇ લે છે) લાવો, હું મ્હારી પાસે રાખી મૂકીશ.

**ખી**-ઓલ રાઇટ...માઇ ડાર્લીંગ...લે, આ એક રાત કાકાના નાટકમાં ત્હેં જે પાર્ટ ભજવ્યો, તેનો પગાર...મોજ કર.

**ર**-લ્યો, મી. **ખીમજી**, હવે આ બધા પોશાકો જ્યાંથી લાવ્યા હો, ત્યાં આપી આવો. અને મહારાણી સરકાર, તમે પણ તમારો આ ખાનદાની પોશાક બદલી નાખો, અને પછી અત્યારની જ જે ગાડી જતી હોય, તેમાં ઉપડવાની તૈયારી કરો.

**ખી**-કેમ બસ કાકા ?

**ર**-ત્યારે શું ? આપણે તો ગંગા ન્હાયા. ભાઇ, મુંબઇની મોજ ચાખી તો ચાખી, પણ પૈસાની અને આબરૂની ખુવારી પણ એટલી જ કરી. ચાલો એ બધું થતાંય એક પાઠ તો શીખ્યા.

**ખી**-તે શું કાકા ?

**ર**-આ સાંભળ...સંભળાવું...

## ગાયન-૧૩

**રઘો**—આપણે કહીએ સાચી વાત...ભાઇઓ ભરોસો કરવો નહિ,
........................કોઇએ ભરોસો કરવો નહિ.
લુચ્ચી બૈરાંઓની જાત...ભાઈઓ ભરોસો કરવો નહિ,
કોઇએ ભરોસો કરવો નહિ...આપણે

વિશ્વાસુ સેવક આ મ્હારો...વફાદાર ગૃહદેવી,
**ભીમો**-જન્મ સફળ થઇ ગયો તમારો...ચરણો એના સેવી.
ભાઇઓ ભરોસો કરવો નહિ...આપણે

**રૂપા**-તમારા સોગન હવે કરૂં નહિ...કદી આવી ભૂલ,
આજ પછીથી વ્હાલા કરશું...કહેશો એમ કબૂલ,
ભાઇઓ ભરોસો કરવો નહિ...આપણે

**રઘો**—એવું થાય છે કાશી જઇ...કરવત મૂકાવી મરૂં,
**રૂપા**—હુંય હવે તો ફાંસો ખાઇને...આપઘાત બસ કરૂં,
**ભીમો**-..............ઓ કાકી અહીંઆ મરશો નહિ,
**રઘો**-..............ઓ દીકરા, જરાય ડરતો નહિ,
ઓ ભાઇઓ ભરોસો કરશો નહિ...આપણે

**ભીખો**-થયું હવે નહિ થયું ન થાયે...પડતી મૂકો પંચાત,
**ભીમો**-જન્મ્યા ત્યાંથી સહુ આર ગણવું **સમજવાની** છે વાત.
ભાઇઓ ભરોસો કરશો નહિ.

---

[ પડદો પડે છે-સર્વ જાય છે ]

# [ સમાપ્ત ]

જુનું ] સ્વ. હરિલાલ જીવણલાલ સંસ્થાપિત ઈ. સ. ૧૯૧૯ [ જાણીતું

હરેક જાતનાં ગુજરાતી-અંગ્રેજી-હિન્દી-સંસ્કૃત-ઉર્દુ-સામાજીક
ઐતિહાસિક-ધાર્મિક-વ્યાપાર-હુન્નર-વૈદક-જ્યોતિષ
ભણવાનાં તેમજ વાંચવાનાં-નવાં તેમજ જુનાં પુસ્તકો.

## * લેનાર વેચનાર તથા બાંધનાર *

# શ્રી નવજીવન પુસ્તકાલય

મેનેજર ] ટાવર રોડ—સુરત [ બી. એસ. બ્રધર્સ.

# પુસ્તકોનું સૂચીપત્ર.

૧૯૩૦

### ખાસ સૂચના

(૧) એક રૂપીઆથી ઓછી કીંમતના પુસ્તકો વી. પી. થી મોકલવામાં આવશે નહિ.

(૨) એથી ઓછી કીંમતનાં પુસ્તક મંગાવનારે ખર્ચ સાથે પોષ્ટની ટીકીટો બીડવી.

(૩) ચાર આનાના પુસ્તક પર એક આનો અને આઠ આનાના પુસ્તક પર બે આના બુકપોષ્ટનો ખર્ચ ગણવો. રજીસ્ટર્ડથી મંગાવનારને બે આના વધુ પડશે.

શ્રી "માહેશ્વર" પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ—સુરત.

# —સાહિત્યનાં સર્વોત્તમ પુસ્તકો—

| | | | |
|---|---|---|---|
| શ્રીમદ્ ભાગવત | ૬—૦—૦ | સ્વામી વિવેકાનંદ | ૩—૦—૦ |
| રામાયણ ( ગીરધર ) | ૪—૦—૦ | સરસ્વતી ચંદ્ર ૧ થી ૪ | ૧૨—૮—૦ |
| રામાયણ ( તુલસી ) | ૬—૦—૦ | અમર ચરિત્ર ૧ થી ૫ | ૧૭—૦—૦ |
| મહાભારત ( વલ્લભ ) | ૬ ૦—૦ | ચંદ્રકાન્ત ૧ થી ૩ | ૧૨—૦—૦ |
| પંચરત્ન ગીતા | ૧—૮—૦ | નાગકન્યા ( પ્રો. બેહેન) | ૧—૦—૦ |
| પંચીકરણ | ૧—૪—૦ | મૃગજળ (પ્રો. બેહેન) | ૧—૮—૦ |
| ચંડીપાઠ | ૧—૦—૦ | સરળ ગીત ગોવિંદ | ૧—૮—૦ |
| કાવ્યદોહન | ૧—૮—૦ | જયા ને જયન્ત | ૧-૧૨-૦ |
| કબીર કાવ્ય | ૩—૮—૦ | ઉષા (ન્હાનાલાલ) | ૧—૮—૦ |
| આનંદકાવ્ય મહોદધિ | ૪—૦—૦ | ન્હાના ન્હાના રાસ | ૧—૦—૦ |
| ઘર વૈદ્યક | ૫—૦—૦ | ગીત મંજરી | ૧—૪—૦ |
| મહાભારત ગાઇડ | ૨—૦—૦ | થોડાંક છૂટાં ફૂલ | ૧—૪—૦ |
| ધનવાન | ૧૦—૦—૦ | અલંકાર | ૧—૦—૦ |
| વ્યાજ ગણીત | ૩—૦—૦ | પકવાનપોથી | ૨—૮—૦ |
| હીપ્નોટીઝમ | ૧૦-૦-૦ | દેવોને ખુલ્લા પત્રો | ૧—૪—૦ |
| મહાભારત ( દુર્ગાશંકર ) | ૨—૦—૦ | દાનવીર કાર્નેગી | ૧ ૮—૦ |
| શિવપુરાણ ( હિંદી ) | ૧—૮—૦ | હટલીનો રણયજ્ઞ | ૨—૮—૦ |
| સિંહાસન બત્રીસી (હિંદી) | ૦—૮—૦ | ધર્મતત્વ | ૦-૧૨-૦ |
| બૃહદ્ ઈંદ્રજાળ (હિંદી) | ૨—૦—૦ | પ્હીએરને પંથે | ૧—૮—૦ |
| બૃહદ્ બુદ્ધીપ્રચાર વૈદક હિંદી | ૧—૮—૦ | સતી સુલોચના | ૧—૮—૦ |
| સ્વામી રામતીર્થ | ૨—૦—૦ | ત્રીકાળ દર્શક દર્પણ | ૫—૦—૦ |

## ☛ દરેકના ચાર આના ☚

# "પુષ્પ"ની પ્રસિદ્ધ કૃતિઓ

| | | |
|---|---|---|
| સમાજની સંધ્યા ભા. ૧ | વીણાવેલી ભા. ૨ | સોનેરી સંધ્યા |
| સમાજની સંધ્યા ભા. ૨ | *સી. આઇ. ડી ભા. ૧ | રાજા ભરથરી |
| ઝેરની પ્યાલી ભા. ૧ | *સી. આઇ. ડી. ભા ૨ | સંત તુકારામ |
| ઝેરની પ્યાલી ભા. ૨ | અભાગીની લક્ષ્મી | ભક્ત પ્રહલાદ |
| સરોવરની સુંદરી ભા. ૧ | ખૂની કોણ | ઘડીભર ગમ્મત |
| સરોવરની સુંદરી ભા. ૨ | લાલનો એક્કો | બે ઘડી મોજ |
| છેલ્લા આંસુ ભા. ૧ | ચોકટનો એક્કો | બ્રીફલેસ બેરીસ્ટર |
| છેલ્લા આંસુ ભા. ૨ | રાક્ષસી કુતરો | અમેરીકન ડોક્ટર |
| પૃથ્વીરાજ ચૌહાણ ભા. ૧ | લાલ ચિઠ્ઠી | અપ-ટુ-ડેટ સેમ્પલ્સ |
| પૃથ્વીરાજ ચૌહાણ ભા. ૨ | મહાદેવીની મૂર્તિ | મુંબઇનો મવાલી |
| ભક્ત સુરદાસ ભા. ૧ | શયતાની લીલા | સમાજનું પાપ |
| ભક્ત સુરદાસ ભા. ૨ | જળ સમાધિ | દિવ્ય યોગીની (નાટક) |
| ભક્ત સુરદાસ ભા. ૩ | નવલશા હીરજી | ગરીબની હાય (નાટક) |
| જળકુમારી ભા. ૧ | સુધરેલી સરલા | લોહીના આંસુ |
| જળકુમારી ભા. ૨ | દાનેશ્વરી કરણ | *કૃષ્ણા કુમારી |
| વીણાવેલી ભા. ૧ | રંગમાં ભંગ | *અધુરી આશા |

**નોંધ:**—જેની આગળ ફુદડી કરવામાં આવી છે, તે પુસ્તકો છપાય છે.

**શ્રી નવજીવન પુસ્તકાલય ટાવર રોડ—સુરત**

 

## દરેકના ચાર આના.



રાજમહેલનું રમખાણ
જાપાની જાદુગર
પાંચલાખનું પાણી
સુંદરી કે સાપણ
જાદુઇ માછલી
મસ્તાની મણી
ડાકુની દીકરી
માલવપતિ મુંજ
ભયંકર કુતરો
મુંબઇની શેઠાણી
સોળ વરસની સતી
વરઘેલી વીણા
ગઝલે હિન્દ
ગઝલે ગુલઝાર
દિવાને હિન્દ
જવાહરે મહેફીલ
બાદશાહી ગાયનમાળા
રાધાકિશન ગાયનમાળા
ફોનોગ્રાફ ગાયનમાળા
ચતુરસુંદર ગરબાવળી
તવંગરની તલવાર

ચંપા
જરદાલુ
ઝેરી ઝવેરી
હરિશ્ચંદ્ર
ભરથરી
લીલાવતી
રાણકદેવી
લાલદીવો
ચાલાક ચોર
ખુની મેના
ઓખાહરણ
સુરેખાહરણ
મચ્છવેધ
મડાપચીસી
બત્રીસ પુતળી
પાંડવાશ્વમેધ
વીર વિજય
જાદુઇ વાતો
ગરૂડ પુરાણ
એકજ પૈસો
સૂર્ય કુમારી

પવિત્ર લીલાવતી
લાલનો બાદશાહ
શીરી ફરહાદ
લયલા મજનુ
હદીયતુલ મુસલેમીન
મહંત રાજાનો ચેલો
પવિત્રતાનો પ્રતાપ
પવિત્ર કુમાર
નીકોલીસ્ટોર્નીઆત્મકથા
મહાભારત નાટક
વિષનો વરસાદ
ભામીનીનો ભોગ
આકાશમાં ઉડતો ઘોડો
ભયંકર ભુતાવળી
હુન્નર સાર સમુદાય
અમર અપ્સરા
નરસીંહ મહેતો
તેજસિંહ દાનસિંહ
ઠગકન્યા વાસન્તી
બહાદુર માનસિંહ
સતી ગુણસુંદરી

## સુરત શહેરના તેમજ બહારગામના
## વિદ્યાર્થીબંધુઓ માટે !

અંગ્રેજી ગુજરાતી સંસ્કૃત પર્સીયન તમામ જાતનાં

*** ભણવાનાં સેકન્ડહેન્ડ પુસ્તકો ***

ખરીદવા વેચવા અને સફાઈબંધ બાંધી આપવાની

# ખાસ સગવડ કરી છે

= તે ઉપરાંત =

વાર્તા, નોવેલ, ઇતિહાસ કે સાહિત્યનાં કીમતી પુસ્તકો
નજીવા ભાડાથી વાંચવા મેળવવા હોય તો પણ
એક વખત ખાસ મુલાકાત લેવી ભૂલશો નહિ

# શ્રી સરસ્વતી પુસ્તકાલય

## કણપીઠ બજાર–યુનીયન સ્કુલ પાસે–સુરત.

**તા. ક:**—બહારગામ વી. પી. થી પણ પુસ્તકો રવાના કરવામાં આવશે. શાળાના શિક્ષકોને સારામાં સારૂં કમીશન કાપી આપવામાં આવશે.

**માલીક:—બદામી બ્રધર્સ.**

# એકદમ ચાલ્યા આવો

+*+ અંગ્રેજી પહેલીથી માંડી કોલેજ સુધીના +*+

+*+ સરકારી કે ગાયકવાડી +*+

+*+ ગામડાની કે શહેરની +*+

+*+ ગુજરાતી કે અંગ્રેજી +*+

+*+ છોકરાઓની કે છોકરીઓની +*+

## નિશાળનાં ભણવાનાં જૂનાં પુસ્તકો

—: ગુજરાતી-અંગ્રેજી-સંસ્કૃત-પર્શીયન તમામ જાતનાં :—

.... લેવા હોય—વેચવા હોય ....

.... ચોપડી-પુંઠા બંધાવવાં હોય ....

— — — — — તો !...તો !...તો ! — — — —

## શ્રી નવજીવન પુસ્તકાલય

—: ટાવર રોડ—સુરત :—

ઈલેકટ્રીકના થાંભલા પાસે દુકાનનું પાટીયું વાંચવા ભલામણ છે.

શ્રી '' મહેશ્વર '' પ્રિ. પ્રેસ. ખપાટીયા ચકલા—સુરત.

# હરેકના ચાર આના

અટકપાંસળી હજામ
કાળીનો એક્કો
ફુલીનો એક્કો
કેદીની કરામત
ખુનીની ખોપરી
હોળદિવસની દુનિયા
ચંપા શેઠાણી
રાજા નવઘણ
જેસલ તોરલ
ગઝલમાં ગીતા
કવિરાજ પદ સંગ્રહ
અભિમન્યુનો ચક્રાવો
શ્રીકૃષ્ણ ભજનમાળા
જંગલમાં મંગલ
દગાબાજ દુશ્મન
દુઃખી સરલા
મહાત્મા તુલસીદાસ
મહાત્મા કબીરદાસ
મહાસાગરનાં મોજાં
શયતાની સંસાર
અત્યાચારી અપ્સરા

ભયંકર ભામીની
અક્કલનો ઓથમીર
વીરનું વેર
પાપનું પડીકું
નવાબ જાદો
મોહીનીચંદ્ર
કોણ ચાલાક
અલકકિશોરી
મીરાંબાઈ
ચંદ્રપ્રભા
ભેદી ભોંયરૂં
કરણસિંહ
મેનાદેવી
ચંદ્રલતા
મદનપ્રભા
શશીવદની
બુરખાવાળી
ભેદી હરનાથ
નવલખી પેટી
એકજ ભૂલ
રોગ નિવારણ

લગ્ન ગીત
કાળો નાગ
કિશોર કુમાર
સુંદર રસિક
મણી મેના
વિષ્ણુસહસ્ત્ર નામાવલિ
દશ હજારનો ચેક
લક્ષાધિપતિ કે લુટારો
દેશી ઘર વૈદું
ઇશ્કનો અંજામ
પ્રેમની પીસ્તોલ
નારી કે નાગણ ?
નળાખ્યાન
શ્રીમદ્ ભગવદ્ ગીતા
મહોબતકા ફુલ
તસ્વીરે રહેમત
શ્રીમતી મંજરી
શયદે હવસ
શાને ઇસ્લામ
નૂરે ઇસ્લામ
જોહરે ઇસ્લામ

# હરેકના ચાર આના

ચંદન મલયાગરી
વૈસાહારની પુત્રી
હલામણ જેઠવો
ગજરામારૂ
ગુલબકાવલી
સદેવંત સાવળીંગા
બરાસ કસ્તુરી
સુંદર કામદાર
અક્કલની વાતો
કમળા કીશોરી
પ્રપંચી પતિવ્રતા
ચંદ્રસેન વેણી પદ્મણી
કામરૂદેશની હકિકત
ચતુરસિંહ ઠગારો
[ ભાગ ૧ થી ૪ ]
અલક કુમારી
સતી ભક્તિ પ્રભા
દીનકરમણી
હુથલ પદ્મણી
એકાદશીની કથા
નવરાત્રીના ગરબા

સંતસમાજ ભજનાવલી
ભજન ભંડાર
ભજન સાગર
પારસમણી
વિલાસ સુંદરી
સુમતી વિલાસ
ગુરૂ ગીતા
લાલ ચક્કર
મેના શેઠાણી
સતી તેજબા
પાણીની દશા
ગુણસુંદરી
સ્ત્રી ચરિત્ર
પાકશાસ્ત્ર
જાદુકપટ
ખોલનો પલંગ
સતી જસમા
બીરબલ બાદશાહ
છેલ જરાર
ઢોલા મારૂ
પ્રેમઘેલો

જ્ઞાનમાળા
ખ્યાલ સાગર
વિક્રમ ચરિત્ર
બે બહેનો
મોટી વહુ
છુપો હુમલો
સાગરની સુંદરી
તવંગરનો તમંચો
અડવો
સત્યવાન સાવિત્રી
પ્રભાત સંગ્રહ
સર્વસાર સંગ્રહ
ભારતનો ભૂપાળ
શિવ મહિમ્ન સ્તોત્ર
જાદુઈ જડીબુટી
જેમંગળ હાથી
સુદામા ચરિત્ર
કરાંચીનો મુકર્દમો
પ્રારબ્ધ પુરૂષાર્થ
વરસાદનો કેર
સત્યનારાયણની કથા

## દરેકનો એક આનો

| | | |
|---|---|---|
| અર્જુન ગીતા | નારાયણ કવચ | ઇસ્લામકા ચાંદ |
| આરતી સંગ્રહ | અક્કલનું પડીકું | શાહી કવાલ |
| ભજનાવલિ | શારદા કાયદો | જવાહરકા લટકા |
| | | મહોબતકા ખજાના |
| જયશંકર સ્તોત્ર | સ્વરાજ્ય કીર્તન | |
| કબીરનાં ભજન | દાણ લીલા | નૂરનામા |
| | | વફાત નામા |
| મીરાંનાં પદ | કન્યા ગીતાવલિ | સરાફત નામા |
| કુંવરબાઇનું મામેરૂં | મીરાંનાં ભજન | સખાવત નામા |
| શુકનાવલી | ઓધવજીનો સંદેશો | નાજની પહાણ |
| શનીશ્ચરની કથા | સાંઇ કે સો ખ્યાલ | હુરકા દિવાના |
| હનુમાન ચાલીસા | કીસ્સા શાહેરમ | નવીનો નખરો |
| રામરક્ષા સ્તોત્ર | અસલી | તુલસી કબીર સાખી |
| ત્રીકાળ સંધ્યા | મહીયારી લીલાવતી | ભોજા ભગતના ચાબખા |

## દરેકના આઠ આના

| | | |
|---|---|---|
| ઘાઘરાવાળી | નિર્ભાગી નિર્મળા | કુળલક્ષ્મી કમળા |
| જુમેદા ભાગ ૧-૨ | સંતસમાજ (મોટી) | વીર ધનંજય |
| રાજનગર રહસ્ય | ગરબાવળી (મોટી) | કાળું ગુલાબ |
| ઇશ્કનો અંજામ | ગાયનમાળા (મોટી) | આનંદ મઠ |
| બેદી રાજકુમાર | ભગવદ્ ગીતા (સોનેરી) | શુરવીર છેલ |
| સાત સુંઢનો હાથી | હારમોનીયમ ગાઇડ | યોગની ચાવી |
| કીસ્મતનો ચમત્કાર | શેઠ સગાળશા | છેલ્લા આંસુ (પાકી) |

# પાકાં પૂંઠાનાં નોવેલો

| | | | |
|---|---|---|---|
| અલફ લયલા | ૪—૮—૦ | કુંજ કિશોરી | -૦—૦ |
| અરેબીયન નાઇટ્સ | ૪—૮—૦ | ચમત્કારીક ગુફા | ૨—૦—૦ |
| દાસ્તાને અમીર હમઝા | ૨—૮—૦ | રાજ કુંઆરો | ૧— —૦ |
| બત્રીસ પુતળીની વાર્તા | ૨—૦—૦ | રસિક વિવિધ ભોગ | ૧-૦—૦ |
| સુડા બોતેરીની વાર્તા | ૨—૦—૦ | બીરબલ બાદશાહ | ૧—૮—૦ |
| જાલંધર આખ્યાન | ૧—૪—૦ | શયતાનનું ચક્કર | ૧—૮—૦ |
| ઇંગ્લીશ ટીચર ૧—૨ | ૧—૮—૦ | સિપાઇ બચ્ચાની સજની | ૧—૦—૦ |
| પોકેટ ડીક્ષનરી નાની | ૦-૧૨-૦ | છુ—રે—છુ | ૧—૮—૦ |
| પોકેટ ડીક્ષનરી મોટી | ૨—૮—૦ | કરણીનો કેફ | ૧—૮—૦ |
| હુન્નર શિક્ષક | ૧—૮ ૦ | જરની જંજાળ | ૧—૮—૦ |
| કોકશાસ્ત્ર | ૧—૮—૦ | કુમુદા ને કાન્તા | ૧—૮—૦ |
| વિલાયતી કોકશાસ્ત્ર ૧—૨ | ૩—૦—૦ | અંગના કે દેવાંગના | ૨—૦—૦ |
| સાંસારીક ગુપ્તજ્ઞાન | ૧—૮—૦ | ગુલસાના | ૧—૦—૦ |
| ગુપ્ત ભજનને હુન્નર | ૨—૦—૦ | રજપુતોની રંગભુમિ | ૨—૮—૦ |
| જીવનશાસ્ત્રના ગુપ્ત ભેદ | ૩—૦ ૦ | કરો તેવું ભરો | ૧—૦—૦ |
| વૈદ તીલકચંદના બાવણુ | ૧—૦—૦ | મોકલી માશુક | ૧—૪—૦ |
| દેવશીરાઇ (જૈન ધર્મ) | ૦-૧૦-૦ | શીયળની કસોટી | ૧—૦ ૦ |
| નિત્ય સ્મરણ સ્તોત્ર | ૦-૧૨-૦ | ઝુબેદા ૧—૨ | ૧—૦—૦ |
| પંચ પ્રતિક્રમણ સુત્ર | ૧—૪—૦ | ખુબસુરતીનું બજાર | ૧—૦—૦ |
| સામાજની સંધ્યા | ૧—૦—૦ | યમરાજનો દરબાર | ૧—૦—૦ |
| ભક્ત સુરદાસ | ૧—૦—૦ | દેવદાસ | ૧—૦—૦ |

# “પુષ્પ”નાં હાસ્યરસિક એકાંકી નાટકો

રમુજી પુસ્તક

**ઘડીભર ગમ્મત**

:પ્રયોજકઃ “પુષ્પ”

**એક પણ સ્ત્રી પાત્ર વિનાનાં**

[ [illegible] ગુજરાતી ભણનાર વિદ્યાર્થીઓ માટે ]

## શ્રીફ્લેસ બેરીસ્ટર

[ [illegible] સ્કૂલના વિદ્યાર્થીઓ માટે ]

## અમેરીકન ડૉકટર

[ [illegible] અને કૉલેજના વિદ્યાર્થીઓ માટે ]

## અપ-ટુ-ડેટ સેમ્પલ્સ

**સ્ત્રી પાત્ર સાથેનાં સ્ટેજને લાયક**

[ [illegible] રસિક [illegible] ]

## રાવસાહેબ

[ [illegible] ]

## જેન્ટલમેન લોફર

[ [illegible] ]

## બેરીસ્ટરની બૈરી

* [illegible] *

* [illegible] સોસાયટી—[illegible] *

* [illegible] *

* [illegible] *

* [illegible] *

રમુજી પુસ્તક

**બે ઘડી મોજ**

:પ્રયોજક: “પુષ્પ”

**[ મૂલ્ય: દરેકના પોસ્ટેજ સાથે પાંચ આના ]**

**શ્રી નવજીવન પુસ્તકાલય-ટાવરરોડ-સુરત**